વર્ષ પહેલું. ૐ પુષ્પ બીજું.

॥ नमश्चंडिकायै ॥

# શ્રી શક્તિ મહિમ્ન

## સ્તોત્રમ્.

## (મહર્ષિ દુર્વાસા પ્રણીતમ્)

ભાષા ટીકા સાથે.



પ્રયોજક:

વે. શા. સં. ગણપતરામ ત્ર્યંબકરામ દવે.

(યાજ્ઞિક ચિંતામણી).

પ્રકાશક:

રમણલાલ ગાંડાભાઈ પાઠક, બી. એ.

જયંતીલાલ માણેકલાલ મહેતા.

નટવરલાલ ચુનીલાલ પાઠક.

ટ્રસ્ટીઓ, શ્રી શક્તિ સેવા સમાજ.

ખડકીઆની પોળ—અમદાવાદ.



મૂલ્ય રૂ. ૦—૮—૦



| | | |
|---|---|---|
| આવૃત્તિ પહેલી. |  | પ્રત ૨૦૦૦ |



અમદાવાદ—પાચકુવાં,
શ્રી હરિહર પ્રિ. વર્કસમાં શા. ડાહ્યાભાઈ રાવતરામે છાપ્યું.

ૐ

॥ नमश्चंडीकायै ॥

# બે બોલ.

શ્રી શક્તિ સેવા સમાજના પ્રથમ વર્ષનું આ બીજું પુસ્તક તેના સભ્યોના કરકમળમાં મુકતાં ઘણોજ હર્ષ થાય છે. પ્રથમ વર્ષના પ્રારંભમાંજ સમાજની પ્રવૃતિના મુખ્ય અંગે યદ્યપી સભ્યો વધારતાં આશરે પાંચસોથી વધુ સજ્જનોના નામ નોંધાયા છે અને તે કાર્ય ઘણીજ સ્હેલાઇથી પુર્ણ કરી પુસ્તકો દ્વારા પ્રચાર કાર્યનો પ્રારંભ પણ ઘણાજ ઉત્સાહથી આગળ ચાલે છે તેજ સમાજના કાર્યવાહકો તથા પેટ્રનોના ઉમંગ અને લાગણીને આભારી છે અસ્તુ.

શ્રી શંકરાવતાર મહામુનિ દુર્વાસા પ્રણિત શ્રી શક્તિ મહિમ્ન અતિ ગુહ્ય રહસ્ય પૂર્ણ હોવા છતાં શ્રીયુત ગણપતરામભાઇએ જે દક્ષતાપૂર્ણ ઉમંગથી દસ દીવસ જેટલા ટુંક સમયમાં ગુજરાતીમાં અનુવાદ કરી સમાજને ભેટ આપ્યું છે તેને માટે સમાજ ખરેખર તેમની રૂણી છે અને તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનવો તેજ ધર્મ છે અસ્તુ.

આપણા સનાતન ધર્મમાં જેવી રીતે દશાવતાર મનાય છે તેવીજ રીતે મંત્રશાસ્ત્રમાં દેવીના દશાવતાર છે અને તેને દશ મહાવિદ્યાઓ જેવી કે કાલી, તારા, ષોડશી, (ત્રીપુરસુંદરી અથવા શ્રીમહાવિદ્યાના નામથી ઓળખાય છે) માતંગી, ભૈરવી, છીન્નમસ્તકા, ધૂમાવતિ, બગલામુખી, ભુવનેશ્વરી, અને કમળાના નામથી પ્રસિદ્ધ છે. તેમાંથી મહર્ષિ દુર્વાસાએ શ્રી મહાવિદ્યાનું વર્ણન આ શક્તિ મહિમ્નમાં વર્ણવેલ છે. શક્તિ મહિમ્ન ઘણુાજ ગુપ્ત રહસ્યોથી પૂર્ણ છે. અર્થાત તે મહાવિદ્યાનો મંત્રોદ્ધાર તથા તેના સકળ પરિવાર સહીત પદ્ધતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ મંત્રશાસ્ત્રને અનુસરી ગુજરાતી અનુવાદમાં પુર્ણ રીતે તેનો સ્ફોટ કરવામાં આવ્યો નથી. કીન્તુ તે ગહન વિષયને મર્માન્તર રાખી સકળ સમાજને જેવી રીતે અનુકુળ થઈ પડે તેમજ નિત્ય પાઠમાં પણ ભક્તોને સરળતા લાગે તેવીજ રીતે કર્તા એ વિદ્વતાપૂર્ણ અનુવાદ કરેલો છે અને આશા છે કે દરેક સજ્જનો તેનો હરનીશ લાભ લેશે જ.

અવતારોની માન્યુતા પ્રમાણે શ્રીવિદ્યા તે ભગવાન પરશુરામનો અવતાર મનાય છે અને આ વિદ્યા આપણા ગુજરાત તથા દક્ષિણમાં ઘણા પ્રમાણમાં પ્રચલીત છે.

આપણા ગુજરાતમાં ઘણા ચમત્કારી ભક્ત પુરૂષો શ્રી મહાવિદ્યાના ઉપાસક થઈ ગયાં છે અને હજુ પણ હયાત છે;

અને તે વિદ્યાની ઉપાસના અત્યારે ઘણા સ્થાનોમાં કેટલે અંશે દેખાય છે જોકે સાપ ગયા ને લીસોટા રહ્યા તે કહેતી મુજબ ચાલુ જમાનામાં આપણી ટેવ મુજબ આપણે તો ગયેલાને યાદ કરી નિરાશામાં ડુબવાનું રેહેલું છે, પરંતુ તે મહાન પુરૂષોની અડગ ભક્તિ અને અખંડ ઉપાસનાના સ્મરણો યુગોના યુગો સુધી અમર છે અને રહેશેજ. આપણા ગુજરાતમાં મહાન્ રૂષિ મુનિઓ તથા ભકત પુરૂષોને હસ્તે સ્થાપીત થયેલ શ્રી યંત્ર તથા અન્ય મહાવિદ્યાના યંત્રોનાં પણ પ્રાચીન સ્થાનો હયાત છે, તેમજ તે મહાન પુરૂષોને સ્વહસ્તે પ્રતિષ્ઠીત થયેલા દેવી મંદીરો આપણા શહેરમાં પણ છે અને હરનીશ તેમના દર્શને તેમજ યાત્રાએ લાખોનો જન સમુહ લાભ લઇ રહેલ છે, પરંતુ અફ્સોસ એટલો જ થાય છે, કે જે પુરૂષોએ પોતાની અખંડ ઉપાસના અડગ ભકિત તથા પૂર્ણ આયુષ્યનું ફળ તે પ્રતિક સ્થાપનમાં વ્યય કરી ચમત્કૃતિમય સ્થાનો તૈયાર કરેલાં તેજ ચમત્કારી પ્રભાવશાળી પુણ્ય મંદીરોની અત્યારે કેટલી અધોગતી દૃષ્ટીએ પડે છે! કેવળ પૈસા પેદા કરવાની દુકાનો હોય ને તેને (Show room) તરેહવાર ચીજોથી શોભાયમાન કરવામાં આવે તેવીજ રીતે આપણા પવિત્ર ધામોમાં પ્રતિષ્ઠીત આપણી પૂજ્ય દીવ્ય મૂર્તિઓને બાહ્યાડંબરથી શણગાર સજાવી ઓપવામાં આવે છે. સામાન્ય રીતે આપણી તબીયત નાદુરસ્ત હોવાથી સ્નાનાદીક નિત્યકર્મથી બે ચાર દીવસ વિમુખ રહીએ છીએ ત્યારે આપણે કેટલા

તેજ હીન જણાઇએ છીએ તો સૈકાના સૈકા ચાલ્યા ગયા જે મૂર્તિઓ તથા યંત્રોમાં આપણા દેવતાઓના આવાહન થયેલાં તેના પર કોઇ પણ પ્રકારના દ્રવ્યો વિના પદ્ધતિ વિના મંત્રો વિના કંકુના ચાંલ્લા કરી સાડીઓ ને દાગીનાથી શણગારી દુકાનદારોની માફક જ વકરો જ કરીએ તે દેવતાઓમાં દીવ્યતા હોઇ શકે કેમ તે વાંચક તુંજ જરા શાંતીથી વિચારી લે.

ચાલુ જમાનો અંધ શ્રદ્ધાનો ચાલ્યો ગયો છે. ચમત્કાર ત્યાંજ નમસ્કાર માટે આપણો ધર્મ એજ છે કે પ્રથમ આપણે જેને ઇષ્ટ માનીએ છીએ તે ઇષ્ટની ઉપાસનાનો ક્રમ તેનું પદ્ધતિ પૂજન તેનું અર્ચન પૂર્ણ રીતે જાણી કર્તવ્યમાં મુકી આપણે આપણી ઉપાસનાનુ તેજ પુર્ણ રીતે વધારવું તથા તે દીવ્ય શકિતની આરાધનાથી આપણી શકિતમાં વૃદ્ધિ કરવી અને પશ્ચાત આપણા પુણ્ય ધામોના કાર્યવાહકો તથા માલીકોને ફરજ પાડી શકીએ કે તેમણે તે દેવસ્થાનોમાં આવતી આવકનો અમૂક અંશ તો તે પ્રતિમાઓ તથા યંત્રોના શાસ્ત્રાનુસાર પૂજનો તેમજ અર્ચનોમાં ખરચવા અસ્તુ.

વાંચક તને હું કેટલેક અંશે મર્યાદાથી આગળ જતો લાગીશ, પરંતુ વિચારવા જેવું છે કે અત્યારે કુદરત કેટલી પ્રવૃતિ કરી આગળ ને આગળ ચાલે છે તો આપણે પ્રથમ આપણા ધર્મની શકિત પ્રાપ્ત કરી આપણા વ્યવહારમાં આગળ વધવા પ્રયત્ન કરવો તેજ આપણો ધર્મ છે. જ્યાંસુધી આપણે

અજ્ઞાનતાના અંધકારમાં કુટાતા હઇશું ત્યાંસુધી આપણા ઉપદેશકો આપણા પૂજ્યો તથા હાલના કહેવાતા આપણા મહારાજો પણ પ્રમાદમાં પડ્યા રહેશે, પરંતુ જો આપણે અલ્પ પ્રયાસ કરી જરા જ્ઞાનની દીશામાં આગળ વધીશું તો આપો આપ તે ઉપદેશકો વિગેરે જાગૃત થઇ પોતાની પ્રતિષ્ઠા જાળવવા માટે પણ આગળ વધશે જ.

વાંચક આ વિષય હું આટલેથી જ પડતો મુકીશ. પરંતુ મારી વિનંતી છે કે આ દીશામાં આગળ વધવા દીવસમાં શાંત ચીત્તે ફક્ત દસ મીનીટનો પણ પ્રયાસ કરીશ તો ખાત્રી છે કે તારૂં ધ્યેય તને જરૂર પ્રાપ્ત થશે જ અસ્તુ.

શક્તિ સેવા સમાજ તરફથી બીજું પુસ્તક પ્રસિદ્ધ થાય છે અને આશા છે કે ચાલુ વર્ષ પુર્ણ થાય તે પહેલાં હજી પણ એકાદ પુસ્તક તથા શ્રી ત્રિપુરસુંદરીનો રંગીન ફોટો દરેક સભ્યોને ભેટ આપી શકીશું. એટલે પ્રથમ વર્ષ તથા સમાજની ફીના પ્રમાણમાં ઓછું તો નાજ કહી શકાય?

અંતમાં તે મહાન જ્યોતિર્મયી આનંદમયી શક્તિને એજ પ્રાર્થના છે કે આ સંસ્થાને પોતાની ફરજો અદા કરવાની દીવ્ય શક્તિ આપી દીર્ઘાયુ બનાવો અસ્તુ.

લી. ભવદીય,

જયંતીલાલ માણેકલાલ મહેતા.

મંત્રી: શ્રી શક્તિ સેવા સમાજ.

# ભૂમિકા.

न त्वा ब्रह्मपरायणं गुरुवरं रामंससीतं तथा ।
ध्यात्वा श्रीचरणाम्बुजं परतरं भक्तेष्ट भूतिप्रदम् ॥
कुर्वेगुर्जरवाङ्मयां सुरुचिरां व्याख्यां हि विद्वन्मुदे ।
श्रीशक्तिमहिमस्तवस्य सरलां सेवासमाजेरितः ॥

સમસ્ત ભૂમંડળમાં ભારતવર્ષ કર્મભૂમિ છે, અને ઇતર પ્રદેશો ભોગભૂમિ છે પ્રથમ આ પ્રદેશમાં વર્ણવ્યવસ્થા તથા ધર્મ વ્યવસ્થા પૂર્ણાંશે વિશ્વવિખ્યાત હતી. અને વર્ણ તથા ધર્મ ઉપર રાજા પ્રજાનું પરસ્પર અંકુશ હતું, એટલે ધર્મ વિષયમાં કોઇનું કોઇ પ્રકારનું સ્વાતંત્ર્ય નહોતું. ત્યારે તે સમયની વિદ્યા, કલા, ઉદ્યોગ, વ્યાપાર, રાજ્યસત્તા, ઇત્યાદિ સર્વ વ્યવહાર ધર્મને અવલંબીને થતા હતા, તેથી આ પ્રદેશ ઘણોજ ઉન્નત દશામાં હતો. કારણ "धर्मेसर्वंप्रतिष्ठितम्" સ્વાર્થ પરમાર્થ સર્વ ધર્મમાં સમાયેલો છે પણ કોઈ દૈવગતિથી આપણે આ વાતનું ભાન ભૂલી ગયા છીયે એ ચાલુ જમાનાથી સિદ્ધ થાય છે. જ્યાંસુધી આપણા પ્રાચીન ધર્મપરંપરાની શુદ્ધ મર્યાદા પ્રત્યેક ચાતુર્વર્ણ્ય પ્રજાની મનોભૂમિમાં સ્થિર નહિં થાય ત્યાંસુધી વર્ત્તમાન્ સ્થિતિ બદલાશે એનો સ્વપ્નમાં પણ ખ્યાલ કરવો વૃથા છે તેને માટે તો જ્યારે દૈવી ઇચ્છા

પ્રબળ થશે, ત્યારે આ પરિસ્થિતિનું પર્યવસાન થઇ શકે. આ પ્રબળ કલિ પ્રભાવ એટલે સુધી પ્રચાર પામી ગયો છે કે, વર્ણાશ્રમ ધર્મનું શુદ્ધ સ્વરૂપ કયી દિશામાં અથવા કયી ઉંડી ગુફામાં લીન થયું છે તેનો પત્તોજ નથીં એકજ ધર્મ ભિન્ન ભિન્ન શાખાથી વિસ્તૃત થઇ ને અન્ય ધર્મ સાથે સંક્રમિત થવાથી ધર્મનું એકંદર સાંકર્ય થઇ ગયું છે તેથી આવી ગુંચવણીમાં ધર્મ જીજ્ઞાસુને ધર્મનું તત્વ સમજવું તે કેવળ અશક્ય છે. આવા પ્રસંગો હાલજ બને છે એમ નથી અનાદિ કાળથી સૃષ્ટિક્રમ આજ પ્રમાણે ચાલતો આવ્યો છે ને તેથી થતા અસ્તોદય પણ તે સાથે ચાલુ છે તેવા આપણા પ્રાચીન ઇતિહાસ ગ્રંથોમાં તથા પુરાણ ગ્રંથોમાં આ વિષયો ઘણાજ અંશમાં ચર્ચાયા છે જયારે જયારે દેવોને, અસુરોને, રાજાઓને ઋષિઓને અને સામાન્ય પ્રજાવર્ગને ધર્મસંકષ્ટ આવી પડેલું ત્યારે તેઓ એકમેકને શરણ જઇ પરસ્પર સલાહ મેળવીને તેવાં સંકષ્ટમાંથી મુક્ત થવાના પ્રકારો આચરણમાં મૂકીને પોતાનાં કાર્ય સિદ્ધ કરી શકતા હતા તેવાં દ્રષ્ટાંતો સિદ્ધાંત સાથે આપણા ઋષિ મુનિઓએ સંપૂર્ણ વર્ણન સાથે ગ્રંથરૂપે લખીને આપણા માટે આદર્શરૂપ મૂકયાં છે તેનો આપણે ઉપયોગ કરી શકતા નથી તેમ તે તરફ દષ્ટિપાત પણ કરી શકતા નથી એટલું આપણું હત ભાગ્ય છે અને જે પ્રજા તેમના લેખોનું સંશોધન કરી તેમાંનું સ્વાર્થાંશ પુરતુ તત્વ સમજીને વ્યવહાર ચલાવી રહી છે તે આપણે જાણીયે છીએ

પણ આપણે આપણું સમજી શકતા નથી એ દુર્દૈવ છે. યુગ મહાત્મ્ય પ્રમાણે ધર્મમાં ક્લેશનો મોટો સડો પેઠો છે. એટલે ચાતુર્વર્ણ્ય પ્રજા પોતપોતાના ધર્મથી પરાઙ્મુખ થઇ ધર્મ સંબંધી સ્વેચ્છાચાર કરવા લાગી તો ધર્મની પાછળ અર્થ, કામ, મોક્ષ, માટે કંઇ બોલવાનુંજ રહેતું નથી એટલે સર્વ પ્રકારે પ્રથમ ધર્મનો પાયો શાબીત નહિં હોવાથ ઇતર ત્રણ પુરૂષાર્થની દુર્દશા સ્વાભાવિક છે. માટે "धर्मोरक्षतिरक्षितः" ધર્મનું રક્ષણ કરવાથી એટલે પોતપોતાના ધર્મ પ્રમાણે વર્ત્તવાથી તે આપણું રક્ષણ કરે છે ધર્મમાં આત્મ તત્વ રહેલું છે અને ધર્મ એ પરમાત્માનું સ્વરૂપ છે એવા ધર્મરૂપ પરમાત્મા તથા ધર્મરૂપ આત્માનો જેણે ત્યાગ કર્યો તેની પાસે શેષ શું રહ્યું? આ મહાન્ ઘોર કલિકાલમાં વૈદિક ધર્મ લુપ્તપ્રાય રહેશે એ દૈવી સંકેત છે એટલે વેદવિહિત શ્રૌતસ્માર્ત કર્મ નષ્ટ થતાં ચાલ્યાં છે એમાં હરકોઇ ઉપાય ફળીભૂત થાય તેમ નથી હાલ કંઇક આભાસ દેખાય છે તે પણ કાળક્રમે લોપાઇ જશે એમ આધુનિક સ્થિતિ જોતાં અનુમાન થાય છે. વળી હાલ ધર્મ સ્થિતિ સ્મૃતિપ્રણીત, તથા પુરાણોક્ત તથા ધર્મપ્રવર્ત્તક આચાર્યોના સંપ્રદાયની પરંપરા વળી વર્ત્તમાન્માં ઉપસ્થિત થયેલા ભક્તોની પરંપરા વીગેરે અનેક કક્ષાઓથી વેંચાતા સ્વરૂપમાં ધર્મની શાખાઓ ઉપશાખાઓ થઇને અધવચ વિરામ પામનાર ત્રિશંકુની ગતિ સરખી ધર્મની ગતિ સર્વત્ર દેખાય છે. આવા પ્રકારની ધર્મ સંબંધી અધોગતિના

સમયમાં ઉન્નતીની આશા રાખવી એ આકાશના પુષ્પ સમાન છે. માટે આ મહા પવિત્ર ભારત ભૂમિમાં પ્રાપ્ત થયેલા સ્વજનનું સાફલ્ય ઇચ્છનાર મહાનુભાવ મુમુક્ષજનો સાવશિષ્ટ વૃદ્ધપરંપરા આચાર્ય પરંપરાનુસાર જેમણે જે સંપ્રદાય સેવ્ય માન્યો હોય તેના સિદ્ધાંતને અવલંબી (વ્યવહારિક ઉન્નતિ તો ઇશ્વરાધીન છે પણ) આત્મશ્રેયને અર્થે સ્વધર્મમાં સાવધ રહીશું તો મનુષ્ય જીવન સાર્થક છે એ નિર્વિવાદ છે ભિન્નભિન્ન મતથી તત્વને પ્રતિપાદન કરનારાં ભિન્નભિન્ન મહર્ષિપ્રણીત પ્રસ્થાન સમસ્ત ભૂમંડળમાં હાલ પ્રસિદ્ધ છે તેને આપણો આર્યાવર્ત્ત ધર્મ સ્થાને યોજીને તેના સિદ્ધાંત વાકયો ઉપર શ્રદ્ધા રાખે છે તેમાંથી જેમને જે પ્રાસ્થાનિક સંપ્રદાય રૂચે છે તે ગ્રહણ કરી તેમાં આરૂઢ ભક્તિ રાખે છે. એટલે ભિન્નભિન્ન માર્ગ હોવા છતાં સર્વનું કેંદ્ર એકજ હોય છે એટલે કોઇ પણ સંપ્રદાયને અવલંબીને આત્મકલ્યાણ સાધવું એજ મુખ્ય સિદ્ધાંત છે. હાલ કલિયુગ છે એટલે કલિધર્મ પ્રમાણે નિગમશાસ્ત્ર નિર્વીર્ય બન્યું છે એ સકારણ પ્રમાણ સાથે આપણા શાસ્ત્રકારો લખી ચુકયા છે એટલે કલિયુગમાં આગમ સિદ્ધાંતદ્વારા ઉત્તમ શ્રેણીએ આરૂઢ થઈ શકાય છે એવાં શાસ્ત્ર પ્રમાણ અનુભવ સિદ્ધ છે. માયા વિલસિત સમસ્ત વિશ્વ છે અને માયાનો અંધપાશ બ્રહ્માદિ દેવોથી આરંભી કીટ પતંગાદિ ક્ષુદ્ર જંતુ પર્યંતના યાવત્ પ્રાણીને અછેદ્ય છે. સમગ્ર ક્લેશ તેમાં સમાયેલા છે જેથી

માયાના મોહપાશમાં સપડાલા અહંતા મમતાને લીધે સ્વકીય પરકીયનું ભાન ભૂલી જઇ પરસ્પર વૈરભાવ પ્રકટ કરી હરકોઇ પ્રકારે નિઃસત્વપણાને પામેલો દુનિયાનો ઘણો ભાગ દૃષ્ટિગોચર થાય છે એટલે ધર્મમાં, કર્મમાં, વ્યવહારમાં, સત્યાસત્ય વિવેક વીગેરેમાંથી સમદૃષ્ટિ સર્વથા નાશ થઇ ગઇ છે. જેનું પરિણામ એ આવ્યું છે ને હવે પછી આવશે કે કોઇનાથી ચાલતા પ્રસંગનો કંઇ ફેરફાર ના થઇ શકતાં કલેશ અને કુસંપના વધારા સાથે શક્તિહીન પ્રજાવર્ગ થતો જાય છે ને થશે. એ સર્વ સત્સંગ સદ્વિદ્યા અને સદ્વિચારોના અભાવનું ફળ છે. વ્યક્તિગત વિચાર સ્વાતંત્ર્યનું સામ્રાજ્ય સર્વત્ર ફેલાતું જાય છે એટલે કોઇને કંઇ સમજવાની કે જાણવાની જરૂર નથી. પણ એવું સર્વજ્ઞપણું મિથ્યા છે ને તેમ પ્રથમથી જ હોત તો આચાર્ય, ગુરૂની આવશ્યકતા શાસ્ત્રકારો લખત નહિં, માટે જે વર્ગ શાસ્ત્રને માન્ય આપનાર નહોય તેને બાજુ મૂકી દેઇને શાસ્ત્ર વચન અને ગુરૂવાક્ય ઉપર વિશ્વાસ રાખનાર માટે લક્ષ્ય આપી પ્રસ્તુત વિષય તરફ જઇશું.

હાલ આખા પ્રદેશમાં અનેક સંપ્રદાયના અનેક ધર્મને અવલંબીને પ્રજાવર્ગ યથાશક્તિ સમયના પ્રમાણમાં ધર્મનું પોષણ કરી રહ્યો છે તેમાં શાક્ત સંપ્રદાયને સર્વાંશે માન્ય કરનાર પ્રજાવર્ગ અમુક ભાગમાં છે ને સામાન્ય રીતે પ્રસંગોપાત દેવીને માનનાર સમસ્ત હિંદુ પ્રજા છે કલિયુગમાં શક્તિ પ્રધાન ધર્મના તારતમ્યનું રહસ્ય કંઇ જુદું જ છે એને

તે એક મોટો વિષય થઈ પડે તેમ છે તે પ્રસંગ મળેથી પ્રસિદ્ધ થઇ શકશે. શાક્ત સિદ્ધાંતદ્વારા જીવ શિવૈક્યરૂપ મોક્ષ વિષય પતિપાદ્ય છે અને તેને માટે શાક્ત દર્શન નામે દાર્શનિક ગ્રંથોમાં સન્નિવિષ્ટ છે. તેનું પૂર્વાચાર્ય ઋષિમુનિઓએ સંદોહન કરી લોકોપકાર માટે બહુ વિધ પ્રકારથી ઉપાસના દ્વારા ભોગ તથા મોક્ષના સ્વાનુભવ સિદ્ધ સિધાંતો સમજાવ્યા છે તદનુસાર આપણા પ્રાચીન મહામુની દુર્વાસા ઋષિ પ્રણીત શક્તિ મહિમ્નસ્તોત્ર અપૂર્વ શક્તિ મહિમાના વર્ણન સાથે સરહસ્ય સર્વત્ર સુપ્રસિદ્ધ છે તે શક્તિ મહિમ્નના પ્રણેતા દુર્વાસામુની સાક્ષાત્ શંકરાંશાવતાર હતા તે આખ્યાયિકા પુરાણ વિગેરેમાં સુવિદિત છે શ્રીમદ્ ભાગવતમાં અમરીષ રાજાના ચરિત્રમાં દુર્વાસામુનીની કથા વર્ણવી છે અને તેજ ગ્રંથમાં બીજો એક કથા ભાગ એવો છે કે એક સમયે ઈંદ્રરાજા ઐરાવત હસ્તી ઉપર આરૂઢ થઇને વિચરતા હતા તેમને મહામુની દુર્વાસાએ જોયા, એટલે "सर्वदेवमयोनृपः" રાજા દેવતા તુલ્ય છે એમ માની તેમનું સન્માન કરવા પોતાની પાસે સુંદર પુષ્પમાળા હતી તે તેમના કંઠમાં આરોપીત થાય એવી યુક્તિથી મુનીએ રાજાને અર્પણ કરી, પરંતુ મહા વૈભવથી પરિપૂર્ણ સ્વર્ગીય સુખમાં ગરકાવ થઇ ગએલા ઈંદ્રરાજાએ તેનો સાદર સ્વીકાર નહિ કરતાં હસ્તીના કુંભસ્થળ ઉપર નાંખી અને હસ્તીએ સુંઢથી નીચે નાખી પગ તળે કચરી નાખી ઇત્યાદિ માળાના આ પ્રકારના સંસ્કાર જોઇને

દુર્વાસા ક્રોધાવિષ્ટ થઇ ઈંદ્રને શાપ દીધો કે “ निःश्रीकोभव ” એટલે શ્રી વિનાનો થા અને એ શાપનું ફળ ઈંદ્રને ભોગવવું પડયું. એવાં શાપાનુગ્રહ સામર્થ્ય ધરાવનાર દુર્વાસા અને એવા અનેક ઋષિમુંનીઓ આપણા આર્યાવર્ત્તમાં હતા કે જેમની વાણીની પાછળ અર્થ સહાનુભૂત હતો તેવો પણ એક સમય આપણા ભારતવર્ષમાં હતો એ આધુનિક માટે ઉચ્ચાર શેષ રહ્યો છે એમ કહેવું પડે છે તેનાં કારણોનાં વિવેચન કરવામાં વિષયાન્તર થાય છે એ પણ એક વિષય છે પણ તે નહિં લંબાવતાં પ્રસ્તુત વિષય તરફ આવી શક્તિ અને તેના મહિમાનું દિગ્દર્શન થવાની જરૂર છે સમસ્ત સ્થાવર જંગમાત્મક સૃષ્ટિસમૂહમાં દશ્ય અદશ્ય યાવત્ પદાર્થમાં ઓતપ્રોત એક શક્તિ તત્વ રહેલું છે. પ્રાણી માત્રમાં તથા વસ્તુમાત્રમાં શક્તિના અભાવે સર્વ નિઃસત્વ બને છે કેમકે શક્તિ અને શક્તિમાનનો પરસ્પર અભેદ સંબંધ છે ને તે સર્વવ્યાપક હોવાથી શાક્ત સિદ્ધાંત વાદીઓ અપર પર્યાયવાચક બ્રહ્મરૂપે વર્ણવે છે સઘળું જગત તેનાથી પરિપૂર્ણ છે તે સર્વાત્મિકા શક્તિને સગુણોપાસના કરનાર ઉપાસકો મૂર્તિગત ચૈતન્યરૂપ ઉપાસ્ય દેવતા માની આત્મ કલ્યાણાર્થે શાસ્ત્રોક્ત વિધિથી ઉપાસનામાં પૂર્ણ આરૂઢ થઇ અંતઃશુદ્ધિ મેળવવા યત્ન કરે છે અને ચીરકાલ પર્યંત અભ્યાસાનુક્રમે ભગવતીના કૃપાપ્રસાદના બળથી આત્મશુદ્ધિદ્વારા ઉપરની કોટીમાં આવી અંતર્મુખ દૃષ્ટિ થયા પશ્ચાત્ જીવ શિવૈક્યતાની ઉત્કૃષ્ટ દશાને

પામી વિદ્યમાન શરીરમાં જીવન્મુક્ત દશા ભોગવી શકાય, એવો શાક્ત દર્શનનો સિદ્ધાંત છે. એવા નિર્વાણપદને પહોંચાડનાર ભગવતિ મહાશક્તિના ગુણાનુવાદરૂપ આશક્તિ મહિમ્ન સ્તોત્ર છે તેવા મહા પવિત્ર સ્તોત્રનો પ્રતિક્ષણ પાઠ કરનાર પરમ ભક્ત માયા કલ્પિત પ્રપંચજાળથી મુક્ત થઇ ભગવતીના પરમ પદને પામે છે. સ્તવન ભાગમાં ઉપાસ્ય દેવતાનું શારિરીક વર્ણન, તથા આયુધ વિશેષનું તથા દેવતાના ચારિત્ર્યનું રસમય વર્ણન લખાયેલું હોય છે તે સઘળું સમજીને પાઠ કરવાથી તન્મયતા જલદી થાય છે તે અનુભવ સિદ્ધ પ્રકાર છે અને તેવાજ હેતુથી અધિકાર પરત્વે આચરણમાં મૂકાય અને અગમ્ય વિષયો ભાષાનુવાદથી સર્વ ભક્તિ નિષ્ઠ ભાવિક જનોને સરળ પડે તથા પરાત્મા ભગવતીના મહાત્મ્યનું તત્વ સમજાય એ વીગેરે હેતુથી આ શક્તિ મહિમ્ન સ્તોત્રનો ગુર્જર ભાષામાં યથામતિ અનુવાદ શ્રી ઇષ્ટ કૃપાથી તૈયાર કરી શક્તિ ભક્તિ પરાયણ જનસમાજ સમક્ષ મૂકવાને આ શક્તિ સેવા સમાજનો પ્રયત્ન છે તેને હંસક્ષીર ન્યાયથી જોનાર સાક્ષર સજ્જન સમૂદાય સહાનુભૂતિ દર્શાવી દોષભાગને ક્ષમા અર્પણ કરશે, ઇતિ શિવમ્.

અમદાવાદ,
શ્રાવણ શુક્લ પ્રતિપદા
૧૯૮૧.

દવે ગણપતરામ ત્ર્યંબકરામ.

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्री शक्तिमहिम्न स्तोत्रम् ॥

॥ श्री दुर्वासा उवाच ॥

**मातस्ते महिमांवक्तुं शिवेनापि न शक्यते ।**
**भक्त्याऽहं स्तोतु मिच्छामि प्रसीद मम सर्वदा ॥ १ ॥**

## દુર્વાસા બોલ્યા.

હે વિશ્વજનનિ તારો મહિમા વર્ણન કરવા સાક્ષાત્ સર્વ વિદ્યાના અધિપતિ શ્રી મહાદેવજી પણ શક્તિ ધરાવતા નથી. ભક્તિભાવને અવલંબીને હું તારા સ્તવન કરવાની ઇચ્છા ધરાવું છું તેથી મારા ઉપર સર્વદા પ્રસન્ન રહો.

ટિકા—આ પ્રમાણે વ્યાસ ભગવાને માર્કંડેયપુરાણાન્તર્ગત શ્રી સપ્તશતીમાં કહ્યું છે કે ભગવતીનો પ્રભાવ વર્ણન કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ, શંકર વીગેરે દેવો સમર્થ નથી. તેમજ પૂજ્ય પાદાચાર્ય શ્રી આદ્યશંકરાચાર્ય પણ આનંદલહરીમાં લખે છે કે બ્રહ્માદિ દેવો ભગવતીનું સ્તવન કરવા સમર્થ નથી અને એ શિવાય બીજા અનેક ગ્રંથોમાં સૃષ્ટિ નિમાયક દેવો માતાજીનું યથાર્થ વર્ણન કરવામાં પોતાનું સામર્થ્ય દર્શાવતા નથી તો

મનુષ્ય કોટિ પ્રવિષ્ટ દુર્વાસા મુનિ શી રીતે વર્ણન કરી શકે એમ પોતાનો અભિપ્રાય દર્શાવી ભક્તિબળથી સ્તુતિ કરવાને મંગળ રૂપે પ્રાર્થના કરી છે.

**श्रीमातस्त्रिपुरे परात्परेतरे देवि त्रिलोकी महा**
**सौन्दर्यार्णव मन्थनोद्भव सुधामाचुर्यवर्णोज्ज्वलम् ।**
**उद्यद्भानुसहस्रनूतनजपा पुष्पप्रभंते वपुः**
**स्वान्ते मे स्फुरतुत्रिकोणनिलयं ज्योतिर्मयं वाङ्मयम् ॥ २ ॥**

**અવતરણ**—શ્રી ભગવતીના શરીરનું વર્ણન દર્શાવી તે તેજોમય શરીર મારા અંતઃકરણમાં સર્વદા સ્ફુરણાયમાન રહો એમ ભક્તની પ્રાર્થના છે.

**અર્થ**—હે શ્રી ત્રિપુરા ભગવતી પરથી પણ પરતર એટલે જેના પછી અન્ય કોઇ વસ્તુ, મન વાણીના વિષયમાં છેજ નહિ એવી હે દેવી ત્રણ લોકનું સૃષ્ટિ સૌન્દર્ય રૂપ સમુદ્ર મંથનથી ઉદ્ભવ થયેલી સુધા (અમૃત) ના વિવિધ વર્ણોના સરખું ઉજ્જવલ અને ઉદય પામતા સહસ્રાવધિ સૂર્ય બિમ્બ સરખું અને નૂતન ખીલેલા જપાપુષ્પ (જાસુદના ફુલ) સરખું રક્ત રંગનું તારૂં શરીર અને તે ત્રિકોણમિતિમાં સ્થાન કરીને રહેનારૂં પ્રકાશમય અને વાઙ્મય માતાજીનું મૂર્તિમાન્ શરીર મારા અંતઃકરણમાં સર્વદા સ્ફૂર્તિ કરતું કાયમ રહો.

**ભાવાર્થ**—ત્રિપુરા, ત્રિલોક, ત્રિકોણ પદોના નિવેશનથી અનિર્વાચ્ય મહામાયા એક હોવા છતાં સૃષ્ટિકાલમાં ત્રૈગુણ્ય

રૂપે પરિણામ પામી વિશ્વપ્રપંચને વિસ્તારે છે અને પોતે બીજરૂપે સર્વત્ર અનુસ્યૂત હોવા છતાં અજ્ઞાન દશાને પામેલા અભક્તોને તેના સાક્ષાત્કારનો લાભ મળી શકતો નથી.

**आदिक्षान्त समस्तवर्ण सुमणि प्रोतेवितानप्रभे**
**ब्रह्मादिप्रतिमाभिकीलितषडाधाराब्जकक्षोन्नते ।**
**ब्रह्माण्डाब्जमहासने जननिते मूर्तिंभजेचिन्मयीं**
**सौषुम्नायतपीतपंकजमहामध्यत्रिकोणस्थिताम् ॥ ३ ॥**

**અવતરણ**—અકારાદિવર્ણ માતૃકા સાથે દેહમાં રહેલા ષટ્ચક્રનું સામાન્ય નિરૂપણ કરી સુષુમ્ણા માર્ગ ખુલ્લો કરી ત્રિપુટીમાં સ્થિત થયેલું ચિન્મય શક્તિ ચૈતન્યને એકાગ્રતાથી ભજવાનું દર્શાવે છે.

**અર્થ**—અકારાદિ ક્ષકારાન્ત સમસ્ત વર્ણરૂપમણિમાં ઓત પ્રોત એવી અને આકાશમાં ઉત્પન્ન થતા કલ્પિતવર્ણના સરખી કાન્તીમતી અને બ્રહ્માદિ દેવતાઓએ કીલિત એવા મૂલાધારાદિ ષટ્ચક્ર કક્ષામાં ઉન્નત એવી સમસ્ત બ્રહ્માંડરૂપ મોટા કમલાસન ઉપર અધિષ્ઠાન કરનારી ચૈતન્યમયી અને પ્રાણાયામાદિક ક્રિયાથી ખુલ્લા થયેલા સુષુમ્ણા માર્ગમાં લંબાયમાન પીતકમલના મધ્યે ત્રિકોણમાં સ્થિતિ કરનારી હે જનનિ તારી સગુણ મૂર્તિનું એકાગ્ર ચિત્તે ભજન કરૂં છું.

**ભાવાર્થ**—અકારા દિવર્ણોમાં માતૃકારૂપે રહી વર્ણથી ઉત્પન્ન થતા શબ્દો દ્વારા વસ્તુ સ્થિતિનું ભાન કરાવનાર

બીજરૂપે તું જ છે. શ્વેતરક્તપીતાદિ વર્ણોના વિવેચનથી સ્વરૂપનું ભાન કરાવે છે. દેહસ્થિત ષટ્ચક્ર અને તેના દેવતાઓનું નિરૂપણ કરી સુષુમ્ણાગત શુદ્ધ ચૈતન્યનો સાક્ષાત્કાર થવા ભક્તિનું પ્રાધાન્ય દર્શાવે છે.

**या बालेन्दुदिवाकराक्षिमधुरा यारक्त पद्मासना**
**रत्नाकल्पविराजिताङ्गलतिका पूर्णेन्दुवक्त्रोज्ज्वला ।**
**अक्षस्रक्सृणिपाशपुस्तककरा या बालभानुप्रभा**
**तां देवीं त्रिपुरांशिवां हृदिभजेऽभीष्टार्थसिद्धयै सदा ॥ ४ ॥**

**અવતરણ**—મૂર્તિરૂપ ભગવતીનું વિવિધરૂપે વર્ણન કરે છે.

હે ત્રિપુરાદેવી ! બાલચંદ્ર અને સૂર્યકાંતિ સરખા નેત્રવડે મધુર અને રક્ત પદ્માસન ઉપર સ્થિત થયેલી નાના પ્રકારના રત્નોથી કલ્પ પર્યંત સુશોભિત અંગલતા છે જેની અને પૂર્ણ ચન્દ્રની કાન્તિ સરખું ઉજ્જ્વલ મુખ કમલ છે જેનું અને અક્ષમાલા અંકુશ પાશ અને પુસ્તક એ ચાર વસ્તુઓ હસ્તમાં છે જેને અને સર્વાંગે ઉદય પામતા સૂર્યની પ્રભા સરખી રક્તિમા છે જેને એવી સર્વ જગતનું કલ્યાણ કરનારી ત્રિપુરાદેવિ ને અમારી ઇચ્છિત સિદ્ધિઓ પ્રાપ્ત થવા માટે સર્વદા હૃદયમાં પૂર્વોક્ત ધ્યાનપૂર્વક ભજું છું.

**ભાવાર્થ**—ધ્યાનદ્વારા મૂર્તિમતી શ્રી ત્રિપુરા ભગવતીના સ્વરૂપનું પુનઃ પુનઃસ્મરણ પૂર્વક સમાલોચન કરવાથી ક્રમશઃ

સગુણ સાક્ષાત્કાર થયા બાદ ઉત્તરોત્તર અધિકારમાં વધી નિર્ગુણ દશાને પ્રાપ્ત થઇ શકાય છે એ ભજનનું અંતિમ પરિણામ છે.

वन्दे वाग्भवमैन्दवात्मसदृशं वेदादिविद्यागिरो
भाषा देशसमुद्भवाः पशुगताश्छंदांसि सप्तस्वरान् ।
तालान्पंच महाध्वनीन्प्रकटयत्यात्मप्रकाशेनयत्
तद्बीजं पदवाक्यमानजनकं श्रीमातृकेतेपरम् ॥ ५ ॥

**અવતરણ**—આ શ્લોકથી સાતમા શ્લોક સુધી શ્રી ભગવતી બાલા ત્રિપુર સુન્દરીના વાગ્ભવ બીજનો ઉદ્ધાર અને વર્ણન લખે છે.

**અર્થ**—હે માતૃકા ભગવતી જે વાગ્ભવબીજ ચન્દ્રબિંબ સદૃશ (સરખું) વેદ અને શાસ્ત્રાદિ વિદ્યાનું મૂલ વાણીરૂપ દેશવિદેશમાં ઉદ્ભવ પામેલી ભાષા, પશુપક્ષીઓની ભાષા, ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ્ વીગેરે. છંદઃ શાસ્ત્રમાં દર્શાવેલા છંદ, ષડ્જ ઋષભ, ગાન્ધાર આદિ સપ્ત સ્વર, હંસક, કંદુક, ક્રિડા, લઘુશેખર, મલય વીગેરે તાલ, ભૈરવ, માલકોશ, હિન્દોલ, દીપક, શ્રી, મલ્હાર વીગેરે ધ્વનિ જે સંગીતશાસ્ત્રમાં વર્ણન કરેલી વાણીનું કારણરૂપ હોઇ આત્મપ્રકાશથી વ્યક્તરૂપે પ્રકટ થાય છે, અને જે બીજ પદ, વાક્ય, પ્રમાણનું એટલે વ્યાકરણ મીમાંસા અને ન્યાયનું જનક છે એવી ભગવતીના ઉત્કૃષ્ટ બીજને હું વન્દન કરૂં છું.

**ભાવાર્થ**—વર્ણોચ્ચાર કરવામાં મૂળકારણરૂપ વાગ્ભવ બીજ છે, તેની ઉપાસના બળથી વેદશાસ્ત્રાદિ ઉપર દર્શાવેલા યાવદ્વિષયો સિદ્ધ થાય છે. એને માટે પ્રાચીન ગ્રંથકારો તથા મહાકવિઓ તેવીજ દેવતા પ્રસાદી પામી વિશ્વમાં અદ્યાપિ વિખ્યાત ગણાય છે.

**त्रैलोक्यस्फुटमन्त्रतन्त्रमहिमा स्वात्मोक्तिरूपंविना**
**यद्बीजं व्यवहारजालमखिलं नास्त्येवमातस्तव ।**
**तज्जाप्यस्मरणप्रसक्तसुमतिः सर्वज्ञतां प्राप्यकः**
**शब्दब्रह्मनिवासभूतवदनो नेन्द्रादिभिः स्पर्धते ॥ ६ ॥**

**અર્થ**—હે! વાગ્ભવ માતૃકા! ત્રૈલોક્યમાં પ્રસિદ્ધ મંત્ર તંત્રના મહિમાથી પ્રાપ્ત થતું આત્મ સ્વરૂપ તારા બીજમાં રહેલું છે. અને સમગ્ર વ્યવહાર સમૂહ તેમાંજ સમાયેલા છે. એટલે તે તારા બીજ સીવાય કંઇ છે જ નહિ. પુનઃ તે જપવા યોગ્ય તારા બીજના સ્મરણમાં જેની સુમતી આસક્ત થઇ છે, અને શબ્દ બ્રહ્મનું રટણ કરતું જેનું મુખ છે એવા ભાવિક ભક્ત સર્વજ્ઞપણાને પામીને ઈંદ્રાદિક દેવોની સાથે કોણ પ્રતિસ્પર્ધા ન કરી શકે? અર્થાત્ તારા બીજોચ્ચારણના બળથી ઈંદ્રાદિક દેવોને પણ નિસ્તેજ બનાવી શકે છે.

**ભાવાર્થ**—આ શ્લોકમાં વાગ્ભવ બીજનો પુરશ્ચરણરૂપે અથવા પ્રતિક્ષણ જપનો ઋદ્ધિમાતિશય વર્ણવ્યો છે, કે જે જપાનુષ્ઠાનના બળથી શુદ્ધ બ્રહ્મનિષ્ઠાને પામેલા મુમુક્ષુજનો

ઈંદ્રાદિકના દૈવી વૈભવોને અતિક્રમણ કરે છે એટલે તે અશાશ્વત વૈભવને ઇચ્છતા નથી પણ ઉપેક્ષા દૃષ્ટિથી જુવે છે.

मात्रायात्रविराजतेऽतिविशदा तामष्टधामातृकां
शक्तिकुण्डलिनीं चतुर्विधतनुं यस्तत्त्वविन्मन्यते ।
सोऽविद्याखिलजन्मकर्मदुरितारण्यं प्रबोधाग्निना
भस्मीकृत्यविकल्पजालरहितो मातः पदंतद्व्रजेत ॥ ७ ॥

**અર્થ**—હે માતાજી! જે વાગ્ભવ બીજમાં અતિ સ્પષ્ટ અષ્ટવિધ માત્રા પ્રકાશિત છે તે માતૃકાને શક્તિ, કુંડલિની અને ચતુર્વિધ શરીર સ્થુલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણના ભેદથી, જે તત્વવિદ્ માને છે તે તત્વવેતા અવિદ્યાથી ઉત્પન્ન થતા અનેક જન્મ કર્મના પાતકોરૂપી અરણ્યને જ્ઞાનાગ્નિથી ભસ્મસાત્ કરીને સંકલ્પ વિકલ્પ રહિત એકજ નિષ્ઠા રાખી તારા પરમપદને પ્રાપ્ત કરે છે.

**ભાવાર્થ**—અહીં માત્રા શબ્દ અકારથી ક્ષકાર પર્યંતના વર્ણો પરત્વે છે. અને તેના અષ્ટવિધ પ્રકારો આ પ્રમાણે ઉર:, કંઠ, શિર, જિહ્વામૂલ, દંત, નાસિકા, ઓષ્ટ, તાલુ સ્થાન ભેદથી છે. તે વર્ણ માત્રિકાની સ્થુલ સૂક્ષ્માદી ચતુર્વિધ તનુને સંશોધન કરવામાં યોજના છે અને કુંડલિની શક્તિનું ઉત્થાન કરી પ્રબોધાગ્નિ પ્રકાશદ્વારા મોહાંધકારને નષ્ટ કરવામાં માતૃકા શક્તિ કારણભૂત છે. અનુક્રમે શુદ્ધાન્ત:કરણ વૃત્તિ પ્રવાહના

વારંવાર અભ્યાસક્રમથી પરમપદ પ્રાપ્ત કરવું એ મુખ્ય પ્રયોજન છે.

तत्तेमध्यमबीजमम्बकलयाम्यादित्यवर्णं क्रिया-
ज्ञानेच्छाद्यमनन्तशक्तिविभवव्यक्तिं व्यनक्तिस्फुटम् ।
उत्पत्ति स्थिति कल्पकल्पिततनु स्वात्मप्रभावेनयत्
काम्यं ब्रह्महरीश्वरादिविबुधैः कामं क्रियायोजितैः ॥ ८ ॥

હવે શ્રી ત્રિપુરા ભગવતીના દ્વિતીય બીજનું વર્ણન ત્રણ શ્લોકથી દર્શાવે છે.

**અર્થ**—હે અંબા! સૂર્યની કાંતિ સરખા તેજોમય એવા તારા દ્વિતીય બીજની કલના કરૂં છું. જે બીજ ઉત્પત્તિ સ્થિતી વિગેરે કલ્પ કલ્પિત શરીરમાં આત્મ પ્રભાવથી ક્રિયા, જ્ઞાન અને ઇચ્છાદિ અનન્ત શક્તિવિભવની વ્યક્તિને સ્પષ્ટ દિપાવે છે. અને તે બીજને સૃષ્ટિ આદિ ક્રિયામાં યોજાયેલા બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વરાદિ, દેવોએ અત્યાદરથી ઇચ્છેલું છે. આમાં તે બીજાક્ષરોમાંથી આદિ અક્ષરનો ઉદ્ધાર નિકળી શકે છે.

**ભાવાર્થ**—આ શ્લોકમાં દ્વિતીય બીજના ત્રણ વર્ણમાંથી પ્રથમ વર્ણનું ભાન કરાવી તેનો મહિમાતિશય વર્ણન કર્યો અને મુખ્ય ત્રણ પ્રકારની શક્તિ જે ક્રિયા, જ્ઞાન અને ઇચ્છા એ ત્રણથી સમસ્ત બીજાક્ષરોનો પણ ઉદ્ધાર નિકળી શકે છે. એવી પદાનુક્રમથી કલ્પના કરી શકાય છે. એ કામ

બીજની પ્રધાન ઇશ્વરી ઉત્પત્તિ સ્થિત્યાદિકને માટે કલ્પિત વિગ્રહ વડે અનન્ત વૈભવ દર્શાવે છે, અને તેને બ્રહ્માદિક દેવો સ્વીકારી રહ્યા છે.

कामान्कारणतांगतानगणितान्कार्यैरनन्तैर्मही
मुख्यैः सर्वमनोगतैरधिगतान्मानैरनेकैः स्फुटम् ।
कामक्रोधसलोभमोहमदमात्सर्यारिषड्कंचयत्
बीजं भ्राजयतिप्रणौमि तदहं ते साधुकामेश्वरि ॥ ९ ॥

**અર્થ**—હે કામેશ્વરી! અનન્ત મહી મુખ્ય કાર્યવડે અગણીત કામનાઓ કારણતાને પામેલી તેને અને સર્વ મનોગત વાસનાઓ અનેક પ્રમાણથી પ્રાપ્ત થયેલી તેને અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર્ય એ અરીષડ્ વર્ગને જે બીજ સ્ફુટ રીતે બાળી નાંખે છે તે તારા દ્વિતીય બીજને હું અત્યાદરથી પ્રણામ કરૂં છું.

**ભાવાર્થ**—આ શ્લોકમાં તે દ્વિતીય બીજના દ્વિતીય અક્ષરનો ઉદ્ધાર નિકળી શકે છે. અને સામાન્ય ત્રણે વર્ણનો શ્લોકમાં આવેલા શબ્દોનો એક દેશ લેવાથી પણ ઉદ્ધાર નિકળી શકે છે. વળી આ બીજના સામર્થ્ય વર્ણનમાં દર્શાવે છે કે મનોગત અનેક વાસનાઓ તથા કામ ક્રોધાદિ ષડ્રિપુને નષ્ટ કરવામાં આ બીજ મહા સમર્થ છે.

यद्भक्ताखिलकामपूरणचणस्वात्मप्रभावं महा
जाड्यध्वान्तविदारणैकतरणि ज्योतिः प्रबोधप्रदम् ।
यद्वेदेषु च गीयतेश्रुतिमुखं मात्रात्रयेणोमिति
श्रीविद्येतव सर्वराजवशकृत्तत्कामराजं भजे ॥ १० ॥

**અર્થ**—હે ભગવતી! જે તારૂ કામ બીજ કે જેની ઉપાસના કરનાર અનેક ભક્તોની અનેક ઇચ્છાઓ પૂર્ણ કરવામાં ચપળ આત્મ સ્વભાવ છે જેનો એવું અને મહા અજ્ઞાન રૂપ અંધકારને વિદારણ કરવામાં સૂર્ય પ્રકાશ રૂપ પ્રબોધ (જ્ઞાન)ને આપનારૂં છે અને વેદમાં ઉપનિષદ્ મુખથી ત્રિમાત્ર પ્રણવ રૂપે ગવાય છે માટે હે કામબીજાધિષ્ઠાત્રિ શ્રી વિદ્યા! જે સર્વ રાષ્ટ્ર સમૂહને વશ કરનારા તારા કામરાજ બીજને પરમ આદરથી ભજું છું.

**ભાવાર્થ**—ભગવતી કામેશ્વરીના કામરાજ બીજનો જપ કરનાર ભક્ત જનોના સર્વ મનોરથ પૂર્ણ થાય છે અને માયાથી આવૃત સમસ્ત વિશ્વનો મોહાંધકાર નાશ પામે છે અને તે બીજને વેદમાં દર્શાવેલા વૈદિક પ્રણવ રૂપે માન્યું છે અને રાષ્ટ્ર મંડળ તેથી સ્વાયત્ત રહે છે. આ સ્થળે રોચક ફળ દર્શાવ્યું છે. એટલે તેવી ઇચ્છા રાખનારાઓની ઇચ્છાઓ ભક્તિ કરી તેની પ્રસન્નતા મેળવવાથી પૂર્ણ થાય છે.

यत्ते देवि तृतीयबीजमनलज्वालावलीसंनिभं
सर्वाधार तुरीयशक्तिपरमं ब्रह्माभिधाशब्दितम् ।
मूर्धन्यान्तविसर्गभूषितमहौकारात्मकं तत्परं
भ्राजद्रूपमनन्यतुल्यमभितः स्वान्ते ममद्योतताम् ॥ ११ ॥

આ શ્લોકમાં ત્રિપુરા ભગવતીના ત્રિજા બીજનો ઉદ્ધાર તથા તેનું વિવેચન દર્શાવિ ૧૫ શ્લોક સુધી વ્યષ્ટિ સમષ્ટિ રૂપે વિશેષ વર્ણન કરે છે.

**અર્થ**—હે દેવિ! જે તારૂ તૃતીય બીજ અગ્નિની જ્વાળા સરખું દીપ્તિમાન છે અને સર્વની આધારભુત જે તુરીય શક્તિ એજ પરબ્રહ્મ પર્યાયથી ઉચ્ચરીત છે અને ઉષ્માક્ષરાન્તઃ પાતિ મૂર્ધન્ય વર્ણના અન્તે આવેલા સવિસર્ગથી ભૂષિત મહાન **औंकारात्मक** જેનો આત્મા છે એવું અને સર્વત્ર સ્વયં પ્રકાશિત જેનુ રૂપ છે, અને કોઇ વસ્તુ કોઇ પણ પ્રકારથી તુલના કરી શકે નહિ તેવું તે તારૂં પરમોત્કૃષ્ટ તૃતીય બીજ સઘળી રીતે મારા અંતઃકરણમાં શુદ્ધ પ્રકાશ કરો.

**ભાવાર્થ**—આ શ્લોકમાં તૃતીય બીજ તેજઃ પુંજથી પરિપૂર્ણ છે. ને અનિર્વાચ્ય તુરીય શક્તિ બ્રહ્મ રૂપે વિકસિત છે ને મૂળમાં સંકેતથી દર્શાવેલા તૃતીય બીજનું સાંકેતિક વિવેચન કર્યું છે તથા સ્વપ્રકાશ, અનન્યતા વિગેરે તૃતીય બીજની સર્વોત્કૃષ્ટતા વર્ણવી છે.

सर्वं सर्वतएवसर्गसमये कार्येन्द्रियाण्यन्तरा ।
तत्तद्दिव्यहृषीककर्मभिरियं संव्यश्नुवाना परा ।
वागर्थव्यवहारकारणतनुः शक्तिर्जगद्रूपिणी
यद्बीजात्मकतांगता तव शिवेतंनौमि बीजंपरम् ॥ १२ ॥

શ્રી ભગવતી બીજાત્મપણાને પામી તેને અત્યંત ટુંકા બીજ રૂપે નામોચ્ચારનો વિધિયુક્ત જપાદિ અનુષ્ઠાન કરનાર ઉપાસકના યત્નાનુસાર યથોક્ત ફળ આપનારી બીજ રૂપ ભગવતીને નમન કરે છે.

**અર્થ**—હે શિવે (દેવી)! સૃષ્ટિ કાળમાં તત્તદનુકુળ દિવ્ય અને શ્રેષ્ઠ કર્મ વડે તે ત્રિપુરા ભગવતિ કાર્યેન્દ્રિયો વિષે અને સર્વ પ્રકારે વિશ્વમાં સમ્યક્ વ્યાપ્તિ કરનારી પરા ભગવતી વાણી અને અર્થના વ્યવહારનું કારણ શરીર જગદ્રૂપીણી શક્તિ જે બીજ મંત્રપણાને પામે તે તારા શ્રેષ્ઠ બીજને હું નમન કરૂં છું.

**ભાવાર્થ**—અહીં પરાશક્તિ સર્વ વાગર્થનું કારણ છે એટલે પરાવાણી અવ્યક્ત છે અને ચતુર્વિધ વાણીનું મૂળ બીજ છે તેમાં સર્વ વ્યવહાર સૂક્ષ્મ રૂપે વ્યાપ્ત છે. જેમ વૃક્ષ બીજમાં શાખા પત્રાદિ પ્રચ્છન્ન રૂપે અદૃશ્ય રહેલાં છે તેમજ બીજ મંત્રમાં જગદ્ રૂપે અદૃશ્ય છે.

अग्नीन्दुद्युमणिप्रभञ्जनधरानीरान्तरस्थायिनी
शक्तिर्ब्रह्महरीशवासवमुखामर्त्यासुरात्मस्थिता ।
सृष्टस्थावरजङ्गमस्थितमहाचैतन्यरूपाचया
यद्बीज स्मरणेन सैवभवती प्रादुर्भवत्यम्बिके ॥ १३ ॥

જગતના યાવત સ્થાવર જંગમ પદાર્થની તેમજ દેવો, મનુષ્યો અને અસુરો વિગેરેમાં મહા ચૈતન્ય રૂપે સ્થિતિ કરીને રહેનારી ભગવતી બીજ મંત્રના સ્મરણથી પોતે પ્રાદુર્ભાવને પામે છે.

**અર્થ**—હે અંબીકા ! અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, વાયુ, પૃથ્વિ, જળ અને આકાશમાં સ્થિતિ કરીને રહેનારી મહાશક્તિ તથા બ્રહ્મા, હરિ, શંકર અને ઈંદ્ર જેમાં મુખ્ય છે એવા સઘળા દેવતાઓ, મનુષ્યો તથા અસુરો વિગેરેમાં આત્મ તત્વથી રહેલી, તેમજ તેં ઉત્પન્ન કરેલી સ્થાવર જંગમ વસ્તુ માત્રમાં જેનું મહા ચૈતન્ય રૂપ રહેલું છે એવી મહામાયા તારા બીજ મંત્રના પ્રતિક્ષણ, સ્મરણથી તું પોતેજ પ્રાદુર્ભાવ પામી પ્રત્યક્ષ થાય છે.

**ભાવાર્થ**—જે ભગવતી અંબીકાના બીજ મંત્રમાં એવી અપૂર્વ શક્તિ દર્શાવી છે કે તેનું નિરંતર રટણ કરી તન્મયતાને પામેલા અધીકારી જનને શ્રી ભગવતીનો સાક્ષાત્કાર થાય છે.

स्वात्मश्रीविजिताजविष्णुमघवश्रीपूरणैकव्रतं
सद्विद्याकविताविलासलहरीकल्लोलिनीदीपकम् ।
बीजंयत्रिगुणप्रवृत्तिजनकं ब्रह्मेतियद्योगिनः
शान्ताः सत्यमुपासते तदिहते चित्तेदधेश्रीपरे ॥ १४ ॥

બ્રહ્મા, વિષ્ણુ વિગેરે દેવતાઓ તથા બ્રહ્મનિષ્ઠાને પામેલા યોગીઓ તને નિરંતર બ્રહ્મ રૂપે ભજે છે.

**અર્થ**—હે પરાભગવતી! આત્મપ્રભાવથી જીતેલા બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર ઇત્યાદિને શ્રી (શોભા, લક્ષ્મી, પરાક્રમ વિગેરે) પૂર્ણ કરવામાં જેનું એકજ વ્રત છે એવું જે તારૂં બીજ તે સદ્વિદ્યા, કવિતાના વિલાસની લહોરોના આનંદને દીપાવનારૂ, અને સાત્વિકાદિ ગુણમયની પ્રવૃત્તિનું જનક એવા તારા બીજને શાન્ત દશાને પામેલા મહા યોગી જનો સત્ય, બ્રહ્મ ભાવથી ઉપાસે છે તે તારા બીજ મંત્રને ચિત્તમાં ધારણ કરૂં છું.

**ભાવાર્થ**—નિરંતર ધ્યાનાવસ્થિત થઇ બીજ મંત્રગત દેવતાના સ્વરૂપનું ધ્યાનથી સાક્ષાત્કાર કરવા ઇચ્છું છું.

एकैकंतवमातृके परंतरं संयोगिवा योगिवा
विद्यादिप्रकटप्रभावजनकं जाड्यान्धकारापहम् ।
यन्निष्ठाश्चमहोत्पलासनमहाविष्णुमहेन्द्रादयो
देवाः स्वेषुविधिष्वनन्तमहिमस्फूर्तिंदधत्येवयत् ॥ १५ ॥

તે બીજત્રયના અવ્યવહીત સંયોગોથી એટલે ત્રણે બીજ મંત્રના જપાદિ અનુષ્ઠાનથી અથવા ભિન્ન ભિન્ન બીજ મંત્રોપાસનાથી નીચે પ્રમાણે ફળમાં તારતમ્ય છે.

**અર્થ**—હે માતૃકા ભગવતી! તારૂં એક એક બીજ પરથી પણ પરતર છે તે સંયોગી હોય અથવા પૃથક્ પૃથક્ હોય પણ ઉપાસકે જેને ઉપાસ્ય તરીકે ગ્રહણ કરી લીધું છે. તેવી ઉપાસના કરનાર ભક્તને વિદ્યાદિના પ્રસિદ્ધ મહિમાનું જનક છે અને મહા અજ્ઞાન રૂપ અન્ધકારને સર્વથા નાશ કરનારૂં છે. વળી જેમાં નિષ્ઠા રાખનારા મોટા કમળ આસન ઉપર બેસનારા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર વિગેરે દેવો પોતપોતાના કાર્યમાં મહિમા સાથે સ્ફુરતીને ધારણ કરી શકયા છે. તેવા તારા બીજ મંત્રને ભજનાર ભક્તજનોને તું શું નથી આપી શકતી?

**ભાવાર્થ**—સર્વની ઇચ્છાઓ ભજનના પ્રમાણમાં ભગવતી પરિપૂર્ણ કરે છે. એ પ્રમાણે ત્રિપુરા ભગવતીના બીજત્રયનો ઉદ્ધાર અને તેનો મહિમા વિગેરે દર્શાવ્યો.

**इत्थं त्रीण्यपि मूल वाग्भवमहा श्रीकामराजस्फुर-**
**च्छक्तयाख्यानि चतुःश्रुतिप्रकटितान्युत्कृष्टकूटानिते ।**
**भूतर्तुश्रुतिसंख्यवर्णविदितान्यारक्तकान्ते शिवे**
**योजानाति स एव सर्वजगतां सृष्टिस्थितिध्वंसकः ॥ १६ ॥**

હવે તે વાગ્ભવ, કામરાજ અને શક્તિ એ ત્રણે બીજને બીજી રીતે વિસ્તારથી નીચે પ્રમાણે કૂટત્રયથી વર્ણવે છે.

**અર્થ**—જેની સઘળી બાજુથી રક્તકાંતિ વિસ્તૃત છે એવી હે શિવા, ભગવતી; એ પ્રમાણે તારાં મૂલ ત્રણ બીજ કે પ્રથમ વાગ્ભવ, બીજું કામરાજ અને ત્રીજું અતિસ્ફુરણાયમાન શક્તિ બીજ, ભૂત ૫, ઋતુ ૬, શ્રુતિ ૪ ની સંખ્યાના વર્ણથી વિહિત, શ્રુતિમાં કૂટત્રયથી પ્રસિદ્ધ છે, જે ઉપાસક તે કૂટત્રયને જાણે છે. તેજ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વિલયનો નિમિત્ત બને છે.

**ભાવાર્થ**—જે મૂલ ત્રણ બીજને આગળ દર્શાવેલા વર્ણ-સંજ્ઞાથી ઉપર પ્રમાણે પાંચ, છ ને ચારના વર્ણ વિભાગથી ત્રણ કૂટ (વિભાગ) પાડયા. તેની બ્રહ્મવિદ્યા ગાયત્રી મહામંત્રની સાથે ત્રિપુરા તાપિની ઉપનિષદ્‌માં એક વાકયતા કરી છે. એટલે તે બ્રહ્મવિદ્યા મહામંત્રની ઉપાસના કરનાર ઉપાસક બ્રહ્માદિ દેવોના સરખું સામર્થ્ય ધરાવી શકે છે. તેમાં ગુરૂની અપેક્ષા રહે છે, તે આગળ કહેવામાં આવશે. કેમકે ગુરૂએ ઉપદિષ્ટ કરેલી આમ્નાય પરંપરાનું યથાર્થ પાલન કરી ભગવતીની ભક્તિના પ્રતાપથી તેવું સામર્થ્ય પ્રાપ્ત થાય છે.

**ब्रह्मायोनिरमासुरेश्वरसुहल्लेखाभिरुक्तैस्तथा**
**मार्तण्डेन्दुमनोजहंसवसुधामायाभिरुत्तंसितैः**
**सोमाम्बुक्षितिशक्तिभिः मकटितैर्वाणाश्रवेदैः क्रमा-**
**द्वर्णैः श्रीशिवदेशिकेन विदितां विश्रांतवाम्बाश्रये ॥१७॥**

આ સ્થળે સંખ્યા પ્રમાણે વર્ણોની સાંકેતિક યોજના દર્શાવી છે.

**અર્થ**—હે અંબા! બ્રહ્મા, યોનિ, રમા, સુરેશ્વર અને હૃલ્લેખા એ સંજ્ઞાથી પ્રથમ કૂટના પાંચ વર્ણ છે તથા માર્તંડ, ઇન્દુ, મનોજ, હંસ, વસુધા, અને માયા એ સંજ્ઞાથી બીજા કૂટના છ વર્ણોનો સંકેત દર્શાવ્યો છે, અને સોમ, અંશુ, ક્ષિતી ને શક્તિ એ ત્રીજા કૂટના ચાર વર્ણનો સંકેત છે. તે ત્રણેના અનુક્રમે બાણ, અંગ અને વેદની સંખ્યાના વર્ણથી પ્રસિદ્ધ મહામંત્ર રૂપ શ્રી વિદ્યા સાક્ષાત શંકર પરમાત્મા સમસ્ત જગતના ગુરૂ તેમણે યથાર્થ રીતે જાણી છે તે મહા વિદ્યાનો હું આશ્રય કરૂં છું.

**ભાવાર્થ**—આ શ્લોકમાં પારિભાષિક સંજ્ઞાવાચક શબ્દોથી મંત્રગત વર્ણનો સંકેત દર્શાવ્યો છે. તેને સ્પષ્ટ જાણવા, સારા ગુરૂનો આશ્રય લઇ શુદ્ધ પરંપરાને જાણી ભગવતીની ઉપાસના દ્વારા શ્રેયઃ સંપાદક થવાનું છે.

**नित्यं यस्तव मातृकाक्षर सखीं सौभाग्यविद्यां जपेत्**
**संपूज्याखिलचक्रराजनिलयां सायंतनाग्निप्रभाम् ।**
**कायाख्यं शिवनामतत्व ममयं व्याप्यात्मना सर्वतो**
**दीव्यन्ती मिह तस्य सिद्धिर चिरात्स्यात्तत्स्वरूपैकता ॥ १८ ॥**

શ્રી ભગવતીનું ચક્રરાજમાં પૂજન તથા સૌભાગ્ય વિદ્યાનો જપ અને કામેશ્વર વિદ્યાની ઉપાસના વિગેરેથી શિવ શક્તિની ઐક્યતા દ્વારા સ્વસ્વરૂપૈક્ય થવાનું દર્શાવે છે.

**અર્થ**—ભગવતી પરામ્બાના અનેક નામ ભેદથી જુદા જુદા વિગ્રહો તથા ઘણા યંત્રો હોય છે. એ સઘળામાં ચક્રરાજ સંજ્ઞા શ્રી ચક્રમાં અધિષ્ઠિત છે. તે શ્રી ચક્રરાજમાં અધિષ્ઠાન કરીને રહેનારી સાયંકાલે પ્રદીપ્ત થયેલા અગ્નિની કાંતિના સરખી જાજ્વલ્યમાન જેની કાંતિ છે એવી, ભગવતીનું ચક્રરાજમાં પૂજન કરીને માતૃકા ક્ષર સરખી સૌભાગ્ય વિદ્યાનો જે ઉપાસક જપ કરે અને સર્વત્ર વ્યાપ્ય (આત્મતત્વથી) કામેશ્વર એ પ્રમાણે જેની આખ્યા છે. એવું બે પ્રકારનું શિવતત્વ (કામેશ્વર, મહાકામેશ્વર) જે આ જગતમાં પ્રકાશી રહ્યું છે તેને ભજનારને થોડાજ વખતમાં દેવતા સાક્ષાત્કારની સિદ્ધિ થાય છે. અને તે દેવતાના પ્રસાદથી સ્વસ્વરૂપૈક્યતા પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થ**—આ સ્તોત્રમાં ઘણોખરો ભાગ શ્રી વિદ્યાની ઉપાસનાનો છે. જેમાં મહામુનીએ શ્રી બાલાવિદ્યાના બીજ મંત્રથી ઉપક્રમ કરી તે મંત્ર, બીજના ઉદ્ધાર તથા જપ વિગેરેનો પ્રકાર દર્શાવી શ્રી સૌભાગ્ય વિદ્યા કામેશ્વર વિદ્યા ચક્રરાજનું પૂજન વીગેરે જણાવે છે તેથી શ્રી વિદ્યાના ઉપાસકને આ સ્તોત્ર ઘણું ઉપયુક્ત છે.

काव्यैर्वा पठितैः किमल्प विदुषां जोघुष्यमाणैः पुनः
किंतैर्व्याकरणै र्विबोबुधिषया किंवाऽभिधानाश्रिया ।
एतैरम्बनचोभवीति सुकविस्तावत्तव श्रीमतो
यावन्नानुसरीसरीति सरणिं पादाब्जयोः पावनीम् ॥१९ ॥

કાવ્ય વ્યાકરણાદિ શાસ્ત્રાધ્યયનથી સંપન્ન વિદ્વાનો તેના સ્વરૂપને જાણે નહિં તો તેમનો તે પરિશ્રમ વૃથા છે એ જણાવે છે.

**અર્થ**—હે અંબા; તારા મૂળ તત્વને નહિ જાણનાર એવા અલ્પ વિદ્વાનોના કાવ્ય વિગેરેના પાઠથી શું ફળ, તેમજ શબ્દ સમૂહને પ્રકૃતિ પ્રત્યયના વિજ્ઞાન સાથે. શબ્દ શાસ્ત્રને જાણવાની ઇચ્છાથી વારંવાર ઘોત્રણના મહાન્ પ્રયાસથી તૈયાર કરેલા વ્યાકરણાધ્યયનથી શું ફળ, અથવા કેવળ ઉચ્ચ પ્રકારના અમુક અભિધાન ( નામોચ્ચાર ) ની શોભાથી શું ફળ એ સઘળા પ્રયત્નો કર્યા છતાં હે ભગવતિ; તારા ચરણકમળની પવિત્ર સરણીને જ્યાંસુધી ના અનુસરે ત્યાંસુધી સુકવિ થતો નથી અર્થાત્ સારા વિદ્વાનમાં ગણના થતી નથી.

**ભાવાર્થ**—વિદ્વતા મેળવી છે છતાં દૈવી સંપત્તિ પ્રાપ્ત કરી નથી તો તેટલા અંશમાં વિદ્વતાના પ્રભાવમાં ખામી

રહે છે, એટલે વિદ્વતા સાથે તપશ્ચર્યાની જરૂર છે. વિદ્યા અને તપ એક સ્થળે એક વ્યક્તિમાં હોય તેની પાત્રતા શાસ્ત્રકારે માની છે એ તાત્પર્ય ઉપર દર્શાવ્યું છે.

गेहंनाकतिगर्वितः प्रणमति स्त्रीसङ्गमोमोक्षति
द्वेषी मित्रति पातकं सुकृततिक्ष्मावल्लभोदासति ।
मृत्युर्वैद्यति दूषणं सुगुणतित्वत्पादसंसेवनात्
त्वां वन्दे भवभीति भञ्जन करीं गौरीं गिरीशप्रियाम् ॥ २० ॥

શ્રી ભગવતી જગદંબાના ચરણ સેવનથી અસંભવિત પ્રકારો સંભવિત થાય છે તે દર્શાવે છે.

અર્થ—હે દેવી તારા ભજનથી ઘરસંસાર સ્વર્ગ તુલ્ય બને છે. ગર્વિષ્ટ જનો નમન કરતા આવે છે, પ્રતિક્ષણ સ્ત્રીસંગ કરનાર કામીજનો કામવાસનાથી મુક્ત થાય છે. દ્વેષ કરનારા શત્રુજનો મિત્ર સમાન વર્તે છે. મન, વાણી અને કાયાથી બનેલાં પાતક સુકૃતની પેઠે થાય છે. પૃથ્વીપતિ રાજાઓ સેવક સરખા બને છે. મૃત્યુ પોતેજ વૈદ્યની પેઠે વર્ત્તે છે. અને દૂષણો બદલાઇ સદ્દગુણની પેઠે થાય છે. એ સઘળા પ્રકારો તારા ચરણના સંસેવનથી થાય છે. માટે સંસારના જન્મ મરણાદિ ભયને ભંજન કરનારી શંકર પરમાત્માને પ્રિય એવી ગૌરીમાતાને નમસ્કાર કરૂં છું.

**ભાવાર્થ**—ઉપરના તમામ પ્રકારો ભગવતીના ભજનથી તથા તેના ચરણ સેવનથી અને નમનથી અશક્ય છતાં શક્ય થાય છે. તેમાં પાતક કર્મનું ફળ અનિષ્ટ છે છતાં સુકૃતની પેઠે ફળદાયી નિવડે છે. એટલે પાતક કરનારને પાપ કર્મનું સ્વરૂપ ભજનથી સમજાય છે જેથી તે કર્મથી છુટો થાય છે. પછી તેને પાપ સ્પર્શ કરી શકતું નથી. એજ ભાવ ભગવદ્ ગીતામાં વર્ણવ્યો છે કે, અત્યંત દુરાચારી હોય પણ મારી અનન્ય ભક્તિ કરે તો તેને સાધુ માનવો અર્થાત્ દુરાચાર સમજ્યા પછી તેથી છુટી જાય છે, જેથી તેમાં પુનઃ પ્રવૃત્તિ કરતો નથી ને એકજ શુદ્ધ નિષ્ઠા તેની થાય છે.

**आद्यैरग्निरवीन्दुबिम्बनिलयै रम्ब त्रिलिङ्गात्मभि**
**र्मिश्रारक्तसितप्रभै रनुपमैर्युष्मत्पदैस्तै स्त्रिभिः ।**
**स्वात्मोत्पादित काल लोक निगमावस्थामरादित्रयै**
**रुद्भुतं त्रिपुरेति नाम कलयेद्यस्ते सधन्यो बुधः ॥ २१ ॥**

આ શ્લોકમાં શ્રી દેવીને ત્રિપુરા નામથી કહેવામાં આવી છે. તે વર્ણન જોતાં સઘળા ત્રિતયમાં વ્યાપ્ત હોવાથી યથાર્થ છે.

**અર્થ**—હે અંબા; અ, ઉ, મ, વર્ણત્રયથી અગ્નિ, સૂર્ય, ચંદ્રમાં સ્થાન કરનારી હોવાથી તથા મિશ્ર, રક્ત ને ધવલ જેની પ્રભા છે એવી. અને ત્રિલિંગમાં (પુંસ્ત્રીનપુંસક) આત્મ સ્વરૂપ જેનું છે એવી, અને તારાં અનુપમ સત્, ચિદ્, તત્

એ ત્રણ પદ છે એવી. અને તેં પોતાના સ્વરૂપમાંથી ઉત્પન્ન કરેલા કાલત્રય (ભૂત, ભવિષ્ય, વર્તમાન) લોકત્રય (ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક) વેદત્રય (ઋગ્, યજુ, સામ) અવસ્થાત્રય (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ) અમરત્રય (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર) ઇચ્છા, ક્રિયા, જ્ઞાન, શક્તિત્રય ઇત્યાદિ સઘળા ત્રિતયમાં વ્યાપ્ત હોવાથી તારૂં ત્રિપુરા એવા નામથી ભજન, સ્મરણ, વિગેરે કરે તે જ્ઞાની કૃતાર્થ છે.

**ભાવાર્થ**—ઉપર દર્શાવેલા પ્રત્યેક ત્રિતયમાં શક્તિચૈતન્ય અનુસ્યૂત છે એ સર્વ ત્રિતય વિશ્વરૂપે તથા દેહરૂપે કલ્પિને ત્રિપુરા નામ યથાર્થ માનીને જે તેનું ભજન કરે તે ધન્ય છે.

**आद्यो जाप्यतमार्थवाचकतया रूढः स्वरः पञ्चमः**
**सर्वोत्कृष्टतमार्थवाचकतया वर्णः पवर्गान्तकः ।**
**वक्तृत्वेन महाविभूति सरणिस्त्वाधारगोद्गतो**
**भ्रूमध्ये स्थितइत्यतः प्रणवता ते गीयतेऽम्बागमैः ॥ २२ ॥**

શ્રી ભગવતીને પ્રણવ રૂપે વર્ણન કરે છે.

**અર્થ**—આદ્ય, અકાર અતિશય જપવા યોગ્ય અર્થ વાચકતાથી રૂઢ છે. તથા પાંચમો સ્વર ઉકાર અત્યંત શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અર્થ વાચકતાથી રૂઢ છે. અને પવર્ગનો પાંચમો વર્ણ મકાર વક્તૃત્વપણાથી રૂઢ છે. એ ત્રણ વર્ણ અ, ઉ, મ્ મહાન્

ઐશ્વર્યની પરંપરા છે. આધારમાં અકાર, હૃદયમાં ઉકાર અને ભ્રૂમધ્યમાં મકાર એ પ્રમાણે સ્થાન ત્રયમાં રહેલા છે. એથી આગમ શાસ્ત્રમાં તેનો પ્રણવ ધર્મ ગાયો છે.

**ભાવાર્થ**—પ્રણવના વર્ણત્રયની ઉપર પ્રમાણે યોજના આગમ શાસ્ત્રના આધારે દર્શાવી છે. ઉચ્ચારકાલમાં આધાર સ્થાનમાંથી અકારનો સ્વરોદ્ભવ થઇને હૃદયના ઉકાર સાથે મળી તે બન્ને ભ્રૂકુટીમાં રહેલા મકારની સાથે એ ત્રણનો ત્રીપુટી યોગ ભ્રૂમધ્યમાં થાય છે. વળી ત્યાં ઇડા પિંગળા અને સુષુમ્ણાનો યોગ છે, એટલે ત્યાં ત્રિકોણાકાર ચિચ્છક્તિ ચૈતન્યમાં મધ્યે પ્રણવરૂપ શિવસ્વરૂ બિંદુ રૂપે સ્થિત થાય છે. જેથી આ સ્થળે શિવશક્તિ સમાયોગનું સામરસ્ય આ પ્રમાણે ઘટે છે. બ્રહ્માકાર દૃષ્ટિ બિંદુ ત્યાં સ્થિર કરવાનું ગીતા વિગેરેમાં દર્શાવે છે કે ભ્રૂમધ્યમાં પ્રાણનો પ્રવેશ કરીને પરમ દિવ્ય પુરૂષને પામે છે.

**गायत्रीसशिरास्तुरीयसहिता सन्ध्यामयीत्यागमै**
**राख्याता त्रिपुरे त्वमेव महतां शर्मप्रदा कर्मणाम् ।**
**तत्तद्दर्शनमुख्यशक्तिरपि च त्वं ब्रह्मकर्मेश्वरी**
**कर्ताऽर्हन्पुरुषो हरिश्च सविता बुद्धः शिवस्त्वं गुरुः ॥ २३ ॥**

ત્રિપુરા ભગવતીને ગાયત્રી રૂપે, સંધ્યારૂપે, અને દર્શન શાસ્ત્રરૂપે અને સર્વ કર્મની ઇશ્વરી એ રૂપે વર્ણવે છે.

**અર્થ**—હે ત્રિપુરા ભગવતિ; શિરોમંત્ર તથા તુરીયપાદ સહિત ગાયત્રી રૂપે અને ત્રિકાલ ઉપરાંત તુરીયકાલ સહિત ચારે કાલની સંધ્યા રૂપે આગમ શાસ્ત્રમાં કહી છે. અને મોટા યજ્ઞ, વ્રત, તપ દાનાદિ કર્મનાં સુખશાંતિરૂપ ફળ આપનારી બ્રહ્મ કર્મની ઇશ્વરી તુંજ છે, પરમ બ્રહ્મ વસ્તુ તત્વને શાસ્ત્ર સિદ્ધ ઓળખાવનારાં દર્શન શાસ્ત્રની મુખ્ય શક્તિ પણ તુંજ છે ન્યાય, જૈન, સાંખ્ય, વૈષ્ણવ, સૌર, બુદ્ધ અને શૈવ એ વીગેરે શાસ્ત્રની તું ગુરૂ છે, તેમાં તારૂં સ્વરૂપ રહેલું છે.

**ભાવાર્થ**—આગમ શાસ્ત્રમાં તુરીયપાદ સાથે ગાયત્રી મંત્ર સાથે જોડયો છે પણ તેનો ઉપાસક તેટલા અધિકારે ગયો હોયતો તેણે તુરીયપાદ સાથે ગાયત્રી જપ કરવો. આ શાસ્ત્રમાં ચાર કાલમાં સંધ્યા વર્ણવી છે. એટલે ચોથી તુરીય સંધ્યા જે મધ્યરાત્રે કરી શકાય તે તંત્ર દીક્ષાના ઉપાસકે અવશ્ય કરવાની છે. વળી તુરીયપાદ સહિત ગાયત્રી-જપ કરવાનો વિધી ગાયત્રી પુરશ્ચરણના પ્રકરણમાં દર્શાવ્યો છે. તેમાં પણ અમુક જપ થયા બાદ તુરીયપાદ જોડીને જપવાના ઉલ્લેખ છે.

अन्नमाणमनःप्रबोधपरमानन्दैः शिरः पक्षयुक्
पुच्छात्मप्रकटैर्महोपनिषदां वाग्भिः प्रसिद्धी कृतैः ।
कोशैः पञ्चभिरेभिरम्ब भवतीमेतत्प्रलीनामिति
ज्योतिः प्रज्वलदुज्ज्वलात्मचपलांयोवेदस ब्रह्मवित् ॥ २४ ॥

પંચકોશ અને તેમાં સ્થિતિ કરીને રહેલી ભગવતીનું કોશરૂપે વર્ણવે છે.

**અર્થ**—હે અંબા; અન્નમય, પ્રાણુમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પંચકોશ ઉપનિષદ્ પક્ષયુક્ત બ્રહ્માત્મ ભાવ પ્રકટ કરનાર મોટા ઉપનિષદોનાં પ્રસિદ્ધ કરેલાં વચનોથી એ પંચકોશમાં પ્રલીન પ્રચ્છન્ન રૂપે રહેલી. પ્રજ્વલિત અગ્નિના પ્રકાશ સરખી ઉજ્વલ અને સ્વભાવથી વિદ્યુત સરખી ચંચળ એ પ્રમાણે તારા સ્વરૂપને અધ્યાત્મ દૃષ્ટિથી જે જાણે તેજ બ્રહ્મવિદ્ અર્થાત્ બ્રહ્મને જાણુનાર છે.

**ભાવાર્થ**—સામાન્ય વાચ્યાર્થથી બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થતી નથી. પણ ઉપનિષદ્કાંડમાં દર્શાવેલા પંચકોશમાં રહેલી ચિચ્છક્તિ અનિર્વાચ્ય મહામાયા ભગવતીની શ્રદ્ધા યુક્ત કરેલી ઉપાસનાના બળથી ઇષ્ટપ્રસાદ મેળવી યોગમાં દર્શાવેલા પ્રાણાયામ પ્રત્યાહારાદિ યોગનાં અંગને સિદ્ધ કરતાં ઉત્તરોત્તર આગળ વધીને નિર્વિકલ્પ સમાધિ સુધી પહોંચેલા યોગીઓ

આનંદમય કોશનો અનુભવ કરી શકે છે એટલે અન્નમય કોશને અભ્યાસક્રમથી જીત્યાબાદ પ્રાણાયામાદિ ક્રિયાથી પ્રાણરોધન કરી પ્રાણમય કોશને જીતીને મનોમય કોશ ને પવનરોધ થવાથી મન કબજે પડ્યાથી જીતી શકાય છે. સંકલ્પ વિકલ્પ ને અવકાશ રહેતો નથી. પશ્ચાત્ એક નિશ્ચયાત્મક સ્થિતિ ઉપર આવી વિજ્ઞાનમય કોશને જીતી સ્વાનુભવ સિદ્ધ એકજ આત્મ તત્વનું સંપૂર્ણ વિજ્ઞાન થયા પશ્ચાત્ અનિર્વાચ્ય આનંદમય બ્રહ્માકાર વૃત્તિ થવાથી સ્વરૂપનું ભાન ભૂલી તદાકાર વૃત્તિને પામેલા યોગીઓ તથા જ્ઞાનીઓ આત્મવિદ્ હોય છે.

सच्चित्त्वमसीति वाक्यविदितै रध्यात्मविद्याशिव

ब्रह्माख्यै रखिलप्रभावसहितैस्तत्त्वै स्त्रिभिः सद्गुरोः ।

त्वद्रूपस्य मुखारविन्दविवरात्संप्राप्य दीक्षामतो

यस्त्वां विन्दति तत्त्वतस्तदहमित्यार्ये समुक्तो भवेत् ॥ २५ ॥

શ્રી ભગવતીના સ્વરૂપને પામેલા ગુરૂ પાસે દીક્ષા મેળવી તેમણે દર્શાવેલા માર્ગથી પ્રયત્નશીલ થઇ શ્રીદેવી સ્વરૂપ થવાની મુક્ત દશા વર્ણવે છે.

**અર્થ**—હે આર્યા ભગવતિ; સદ્, ચિદ્, તદ્, સદ્રૂપા, ચિદ્રૂપા અને તદ્રૂપા તું પોતેજ છે. એ પ્રમાણે મહા વાક્યથી વિદિત, આત્મ, વિદ્યા, અને શિવ, એ બ્રહ્મ સમવેત હોવાથી બ્રહ્મ એ પ્રમાણે જેની આખ્યા છે અને અખિલ પ્રભાવ સાથે પૂજેલાં ત્રણ તત્વથી પરિપૂર્ણ સચ્ચિદ્રૂપ તારા સ્વરૂપને પામેલા સદ્ગુરૂના મુખકમલ દ્વારા. યથાવિધિ દીક્ષા પામીને ગુરૂએ ઉપદિષ્ટ કરેલા મંત્રાનુષ્ઠાદિના પરિણામે તત્વદૃષ્ટિથી તે ચિચ્છક્તિ તેજ હું પોતે છું એ પ્રમાણે તને જે જાણે તેજ માયા પાશથી મુક્ત થાય છે.

**ભાવાર્થ**—સદ્, ચિદ્, તદ્ અને આત્મ, વિદ્યા અને શિવ એ પ્રમાણે બ્રહ્માખ્ય ત્રણ તત્વ દર્શાવ્યાં છે. તેની સમજુતી આ પ્રમાણે છે. શાક્ત સિદ્ધાંતમાં શિવથી આરંભી ક્ષિતિ પર્યંત છત્રીસ તત્વ વિશ્વ વ્યાપ્ય છે. તેમાં પ્રથમ પ્રકૃતિથી ક્ષિતિ પર્યંત ચોવીસ તત્વ યુક્ત, સદ્રૂપ આત્મતત્વ, ને માયાથી પુરૂષ પર્યંત સાત તત્વ યુક્ત ચિદ્રૂપ વિદ્યાતત્વ, અને શુદ્ધ વિદ્યાથી શિવ પર્યંત પાંચ તત્વ યુક્ત તદ્રુપ શિવતત્વ છે, તે અંતિમતત્વ છે તેજ પરબ્રહ્મ તત્વમાં તાદાત્મ્ય સંબંધથી શક્તિ શક્તિમાનના અભેદ સંબંધે રહેલી મહામાયાથી હું પૃથક્ નથી એમ જાણે તેજ જન્મ મરણના બંધનથી મુક્ત થાય છે.

सिद्धान्तै बहुभिः प्रमाणगदितैरन्यैरविघातमो
नक्षत्रैरिव सर्वमन्धतमसं तावन्न निर्भिद्यते।
यावत्ते सवितेव संमतमिदंनोदेति विश्वान्तरे
जन्तोर्जन्मविमो चनैकाभिदुरं श्री शाम्भवं श्री शिवे ॥ २६ ॥

જગતમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોના હૃદયમાં જ્યાંસુધી શાંભવ તેજ ઉદય પામે નહિં ત્યાંસુધી અજ્ઞાનાંધકાર દૂર થતો નથી.

**અર્થ**—હે શિવા ભગવતિ ઘણા પ્રકારનાં શાસ્ત્ર સિદ્ધાંત વાક્યથી તથા પ્રમાણુથી કહેવાયેલા અન્ય દૃષ્ટાંતાદિકથી જેમ તારાગણુથી અંધકાર, અને બીજા પક્ષમાં અવિદ્યા જન્ય અજ્ઞાન ત્યાંસુધી ભેદાતું નથી, નાશ પામતું નથી. કે જ્યાંસુધી સૂર્યના પ્રકાશ સરખું તેં સ્વીકારેલું શાંભવ તેજ વિશ્વમાં ઉત્પન થયેલા પ્રાણીઓના જન્મને વિમોચન કરનારૂં એક સમર્થ તેજ ઉદય પામે નહિં.

**ભાવાર્થ**—અર્થાત્ શાંભવ તેજમાં સમવેત તારા સ્વરૂપને જાણ્યું નથી ત્યાંસુધી અજ્ઞાન નષ્ટ થતું નથી તેને જન્મમરણુ વારંવાર લાગુજ રહે છે માટે દ્વૈત પ્રપંચથી મુક્ત થઇ શિવ શક્તિ સમાયોગની પેઠે શિવ શક્તિતત્વમાં અભેદ રહેલો છે. તેમ જીવ શિવના અદ્વૈત ભાવમાં જગતનો મોહાંધકાર નષ્ટ થાય છે માટે સર્વદા અભેદ ભાવના કાયમ રહેવી જોઇએ.

आत्माऽसौ सकलेन्द्रियाश्रयमनोबुद्ध्यादिभिः शोचितः
कर्माबद्धतनुर्जनिं च मरणं मैतीति यत्कारणम् ।
तत्ते देवि महाविलासलहरी दिव्यायुधानां जय
स्तस्मात्सद्गुरु मभ्युपेत्य कलयेत्वामेव चेन्मुच्यते ॥ २७ ॥

કર્મબદ્ધ શરીર જન્મ મરણને પામે છે. માટે તેનાં બીજને નષ્ટ કરનાર સદ્‌ગુરૂનો આશ્રય લઈ મુક્ત થવા દર્શાવે છે.

**અર્થ**—હે દેવી; સમસ્ત જ્ઞાન કર્મેન્દ્રિયોનો આશ્રય અને મન બુદ્ધિ ઇત્યાદિથી કંટાળેલા દેહ પ્રતિબિંબિત જીવાત્મા, કર્મ બદ્ધ શરીરાધિષ્ઠાનને પામીને જન્મ મરણ દશાને પામે છે જેનું કારણ મહામાયાના નાના પ્રકારના વિલાસના અનેક તરંગો અને તારાં દિવ્ય આયુધો કામ ક્રોધાદિનો જય તેને સામા જીતવા માટે સારા કર્મનિષ્ઠ ગુરૂ પાસે જઇને તેમણે દર્શાવેલી પરંપરાથી તારા સ્વરૂપની કલના કરે તો ઉપર દર્શાવેલી ઉપાધીથી મુક્ત થાય છે.

**ભાવાર્થ**—જન્મ મરણના મહા ભયને ઉત્પન્ન કરનાર કામ ક્રોધાદિની વાસનારૂપ સૈન્ય મનોરાજ્યને જીતી લે છે. તેના સામા જીતવા માટે મહા સેનાધિપતી શ્રી સદ્‌ગુરૂનો આશ્રય લઇ વિવેક વિચારાદિ સૈનિકોના બળથી સદ્ ઉપાસના દ્વારા શ્રી ભગવતીના પ્રસાદથી મુક્તિનું સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે.

नानायोनिसहस्रसंभववशाज्जाताजनन्यः कति
प्रख्याताजनकाः कियन्त इतिमे सेत्स्यन्ति चाग्रेकृति ।
एतेषां गणनैव नास्ति महतः संसार सिन्धोर्विधे
भीतंमांनितरामनन्यशरणं रक्षानुकम्पानिधे ॥ २८ ॥

સંસારચક્રમાં સપડાયેલા પ્રાણીઓ વારંવાર જન્મ મરણના કંટાળાથી ત્રાસ પામેલા દેવીનું શરણ ઇચ્છે છે.

**અર્થ**—હે દયાસાગર ભગવતિ; અનેક પ્રકારની હજારો યોનીઓમાં ઉત્પન્ન થવાના કારણથી કેટલી બધી માતાઓ થઇ ગઈ અને કેટલાએ પિતા થઇ ગયા. અને એ પ્રમાણે હવે પછી પણ કેટલાંએ માતા પિતા થશે, કે જેની ગણનાજ થઇ શકતી નથી માટે આ મોટા સંસાર સમુદ્રના આવા અનુક્રમથીં અત્યંત ભય પામેલા મને તારા સિવાય અન્યં શરણ કોઇ છેજ નહિં.

એટલે તારે શરણે આવેલા મને જન્મ મરણના મોટા ભયથી મુક્ત કર એ માગણીની પ્રાર્થના છે.

देहक्षोभकरैर्व्रतैबहुविधैर्दानैश्च होमैर्जपैः
संतानैर्हयमेधमुख्यसुमखैर्नानाविधैः कर्मभिः ।
यत्संकल्पविकल्पजालमलिनं प्राप्यं पदं तस्यते
दूरादेव निवर्तते परतरं मातः पदं निर्मलम् ॥ २९ ॥

દેહને કષ્ટદાયી વ્રત તથા દાન, જપ, હોમ વિગેરે કર્મ કર્યાં છતાં મલીન વૃત્તિ દૂર ન થાય ત્યાંસુધી તેનુ પદ દૂર છે.

**અર્થ**—હે માતા!, દેહને ક્ષોભ કરાવનાર વ્રત, ઘણા પ્રકારના દાન, હુવનક્રીયા, પ્રજોત્પતિ તથા નાના પ્રકારના વિધાનથી પણ જે સંકલ્પ વિકલ્પ જાળથી ઉત્પન્ન થતા મલીન સંકસારો નષ્ટ થાય નહિ તો વારંવાર જન્મ મરણાદિનું મલિનપદ પ્રાપ્ત થાય છે. તેને તારૂં પરથી પણ પર એવું નિર્મળ પદ દૂરથી નિવૃત્ત થાય છે; એટલે તે પદ મળતું નથી.

**ભાવાર્થ**—વ્રત કરવાથી અંતઃ શુદ્ધિ થાય નહિ તો માત્ર દેહસંતાપ સિવાય કંઇ ફળ નથી. પરોપકારથી દાન અપાય નહિ ને પ્રત્યુપકાર બુદ્ધિથી આપેલાં દાન યથોક્ત ફળ આપનારાં હોતાં નથી. અગ્નિહોત્રાદિક ક્રિયાથી અહંકૃતિ વિગેરે દૂર થાય નહિ તો તે વૃથા છે. જપાનુષ્ઠાનથી મનોવૃત્તિ વિરામ પામે નહિ તો તે જપ નિષ્ફળ છે. સંતાનોત્પતિ કર્યાં છતાં સચ્ચારિત્ર્યવાન સંતતિ હોય નહિ તો તે ઉલટી ત્યાંસુધી દુઃખદ છે કે જે પુત્રોત્પત્તિથી સ્વર્ગીય સુખ પ્રાપ્ત કરવાનું તેને બદલે દુષ્ટ સંતતિના યોગે નરકાવાસ થાય છે. અશ્વમેધાદિ મહા યજ્ઞોથી અહંમમ ભાવ છુટીને નિર્મલાંતઃકરણ થાય નહિ તો યજ્ઞીય પશુઓના ધ્વંસના પ્રાયશ્ચિત સિવાય અન્ય સારૂં ફળ નથી માટે ઉપરના અંતઃશુદ્ધિ કરાવનારા શાસ્ત્રોક્ત વિધિ

વિધાન કર્યા છતાં માયાના આવરણ કાયમ રહે તો વારંવાર સંકલ્પ વિકલ્પ જાળનું મલિનપદ તેને પ્રાપ્ત થાય છે અને શુદ્ધસત્વ પ્રધાન વૃત્તિવાળા અધિકારી તારા પરમપદને પામે છે. જે પામ્યા પછી પાછા ફરાતું નથી તેવું તારૂં શ્રેષ્ઠ પદ છે.

पंचाशभिजदेहजाक्षरमयैर्नानाविधैर्धातुभि
र्बह्वर्थैः पदवाक्यमानजनकैरर्थाविनाभावितैः ।
साभिप्रायवदर्थकर्मफलदैः रव्यातैरनन्तैरिदं
विश्वं व्याप्य चिदात्मनाहमहमित्युज्जम्भृसे मातृके ॥ ३० ॥

વર્ણ માતૃકારૂપે બહ્વર્થ ધાતુરૂપે ચિદાત્મ વડે સમસ્ત વિશ્વમાં વ્યાપ્તિ કરીને સર્વમાં હુંજ છું એમ પ્રકાશ કરે છે.

અર્થ—હે માતૃકા ભગવતી! સ્વદેહથી પ્રગટ થયેલા પચાસની સંખ્યાથી અક્ષરમય માતૃકાવર્ણ રૂપે અને ઘણા જેમાં અર્થ રહેલા છે એવા અનેક પ્રકારના ધાતુરૂપે અને પદ, વાક્ય પ્રમાણના જનકરૂપે ચતુર્વિધ પુરૂષાર્થના અવિના ભાવ (નિત્ય સંબંધરૂપે) રૂપે, પોતાની ઇચ્છાનુસાર પુરૂષાર્થ જન્મ કર્મ ફળને આપવા રૂપે અનન્ત ખ્યાતિથી આત્મ ચૈતન્યની સમસ્ત વિશ્વમાં વ્યાપ્તિ કરીને સર્વત્ર હું છું, વસ્તુ માત્રમાં મારૂં ચૈતન્ય પ્રકાશ કરી રહ્યું છે.

**ભાવાર્થ**—વાણીના ઉચ્ચારમાં મુળ સાધન ભુત પચાસ માતૃકાના વર્ણુથી આરંભીને વાણીનો અર્થ સમજાવનાર અમેક અર્થના ધાતુઓ કે જેનાથી અનેકવિધ શબ્દરચના થાય છે અમે તેવા અર્થવાને શબ્દોના સમુદાયથી વ્યાકરણ, ન્યાય, મિમાંસા વિગેરે શાસ્ત્રરચના થઇ છે. અને તે શાસ્ત્રના મુખ્ય સિદ્ધાંત જીવ બ્રહ્મૈકયતાના છે. અને તે સર્વમાં તારૂં ગૂઢ સ્વરૂપ રહેલું છે ને સર્વ કર્મનું ફળ આપનારી તુંજ છે. સર્વ જગત તારાથી પ્રકાશીત રહ્યું છે.

श्रीचक्रंश्रुतिमूलकोशइति ते संसारचक्रात्मकं
विख्यातं तदधिष्ठिताक्षरशिवज्योतिर्मयं सर्वतः ।
एतन्मन्त्र मयात्मिकाभिररुणं श्रीसुन्दरीभिर्वृतं
मध्येबैन्दवसिंहपीठललितेत्वं ब्रह्मविद्या शिवे ॥ ३१ ॥

શ્રી ભગવતીનું સર્વત્ર વ્યાપક સ્વરૂપ સંસાર ચક્રમાં વ્યાપ્ત છે, તેજ સ્વરૂપ શ્રી ચક્રમાં સૂક્ષ્મ રીતે રહેલું છે. અને તે શ્રી ચક્ર શ્રુતિમૂલક છે વિગેરે કહે છે.

**અર્થ**—હે શિવા ભગવતી! શ્રી ચક્ર એટલે સમસ્ત સંસાર સામગ્રી સાથે અને સર્વયોગિનીગણુ સાથે શિવશક્તિનું જેમાં અધિષ્ઠાન છે તે. અથર્વ વેદની શ્રુતિમુલ સંસાર ચક્રાત્મક તે શ્રી ચક્ર છે. તેમાં અધિષ્ઠિત અવિનાશી શિવ જ્યોતિઃ

પ્રકીર્ણ છે અને એ શ્રી ચક્ર મંત્રમયાત્મક હોવાથી અરૂણ છે. અને કામેશ્વરી આદિ શ્રી સુંદરી દેવી ગણથી વેષ્ટિત છે એ પ્રમાણે સર્વત્ર વિખ્યાત શ્રી ચક્રના મધ્ય ત્રિકોણાંતર્ગત બિંદુ એજ સિંહ પીઠ ઉપર લલિત આસન મધ્યે શિવા ભિન્ન શ્રી મહા ત્રિપુર સુંદરી અધિષ્ઠીત છે અને તું પોતેજ બ્રહ્મવિદ્યા છે.

ભાવાર્થ—આ શ્રી ચક્રમાં નવ ચક્ર છે તેમાં ચાર શિવ ચક્ર છે અને પાંચ શક્તિ ચક્ર છે તે નવ ચક્ર સમસ્ત બ્રહ્માંડ સાથે ઘટાવ્યાં છે અને તેની ઉપાસના કરનાર ઉપાસકના દેહ ઉપર તે નવ ચક્ર ઘટાવ્યાં છે. એ પ્રથમ દેહ બ્રહ્માંડની ઐક્યતા સ્થૂલ પ્રપંચના સાધનથી સ્થૂલ દૃષ્ટિમાં અધિકાર પરત્વે સાધક દશામાં વર્ણવ્યાં છે તેનું બાહ્યોપચારથી પુજન થાય છે. અને તેજ નવ ચક્ર સ્વદેહાંતર્ગત છે તેને સૂક્ષ્મ અંતર દૃષ્ટિ દ્વારા અંતઃસાધનથી અંતર્યજન દ્વારા ધ્યાનયોગમાં સાક્ષાત્કાર કરી યોગી લોકો અંતર્યાગ કરે છે. તે પ્રમાણે ધ્યાતા, ધ્યાન, ધ્યેયનો, પૃથકસંબંધ સ્વાભાવિક છુટી જઈ તાદાત્મ્ય દશાને પામે તેજ શ્રી ચક્રના પૂજનનું મુખ્ય ફળ છે.

बिन्दुप्राणविसर्गजीवसहितं बिन्दुत्रिबीजात्मकं
षट्कूटानिविपर्ययेण निगदेत्तारत्रिवालाक्षरैः ।
एभिः संपुटितंप्रजप्याविहरेत्प्रासादमन्त्रंपरं
ब्रह्मानुत्तमसंयोगजनितं सद्भोगमोक्षप्रदम् ॥ ३२ ॥

પ્રાસાદ મંત્રનું વિવર્ણ દર્શાવે છે.

**અર્થ**—હે ભગવતી! બિન્દુ, પ્રાણુ, વિસર્ગ અને જીવ એ સંજ્ઞાથી યુક્ત અને બિન્દુયુક્ત ત્રિબિજાત્મક ત્રિસ્તાર, મહા વિદ્યાના ષટકૂટને પ્રણુવ સાથે બાલાવિદ્યાના ત્રણુ અક્ષરના હેર ફેરથી ઉચ્ચાર કરે અને એ સર્વથી સંપૂટીત અત્યંત ગોપ્ય મંત્ર જગદમ્બાની પૂર્ણ કૃપા દ્વારા ગુરૂના યોગથી ઉત્પન્ન થયેલા પરા પ્રાસાદ મંત્રનો જપ કરીને વર્તન કરે તો ઐહિક સારા ઉત્તમ ભોગ ભોગવીને અંતે મોક્ષ પદને આપનાર એ મંત્ર છે.

**ભાવાર્થ**—શ્રી જગદમ્બાની પૂર્ણ કૃપાથી તથા સારા સદ્ગુરૂ પાસેથી વિધાન સાથે પ્રાપ્ત કરવાના મંત્રનું સ્પષ્ટિકરણુ કરવામાં આગમ શાસ્ત્રની આજ્ઞા નથી એટલે શ્લોકમાં દર્શાવેલી સંજ્ઞા માત્ર આ સ્થળે દર્શાવી છે તેવા મંત્રોનું ખરૂં સ્વરૂપ જાણુવા માટે તેટલા અધિકારે પહોંચેલા અધિકારીએ દીક્ષા વિધાનથી ઉપદિષ્ટ થઇ ગુરૂ મુખથી સાંકેતિક મંત્રો ગ્રહણુ કરવાથી દર્શાવેલું ફળ પ્રાપ્ત થાય છે.

**आताम्रार्कसहस्रदीप्तिपरमा सौन्दर्यसारैरलं**
**लोकातीतमहोदयैरुपयुता सर्वोपमागोचरैः ।**
**नानानर्घ्यविभूषणैरगणितैर्जाज्वल्यमानाभित**
**स्त्वं मातस्त्रिपुरारिसुन्दरि कुरुस्वान्तेनिवासंमम ॥ ३३ ॥**

શ્રી ભગવતીનું લોકોત્તર સૃષ્ટિ સૌન્દર્ય વર્ણન સાથે અંતઃકરણમાં નિવાસ કરવાની પ્રાર્થના કરે છે.

**અર્થ**—હે ત્રિપુરાસુરનો નાશ કરનાર શંકરની પ્રીય સુન્દરી! હે જગતમાતા! ચારે તરફથી લાલચોળ, સૂર્યના હજારો કિરણોની કાંતિ સરખી પ્રકાશ પામતી અને લોકાતીત મહા શોભાથી યુક્ત અને સર્વ પ્રકારની ઉપમાઓમાં અગોચર એવાં અનેક નાના પ્રકારના અમુલ્ય અભુષણોથી સમસ્ત ભાગમાં જાજ્વલ્યમાન એવી હે માતા મારા અંતઃકરણમાં તું નિવાસ કર.

**ભાવાર્થ**—આ પ્રાર્થનામાં મૂળ આશય એવો છે કે જેમ અનુપમ તેજોમય સામગ્રીથી સમસ્ત વિશ્વમાં તારૂં તેજઃપુંજ પ્રકાશી રહ્યું છે. તેજ પ્રમાણે મારા અંતરનો અંધકાર (અજ્ઞાન) દુર થવા માટે તારૂં શુદ્ધ તેજસ્ ચૈતન્ય મારા અંતઃકરણમાં સર્વદા સ્થિત રહો.

**शिञ्जन्नूपुरपादकङ्कणमहामुद्रामुलाक्षारसा**
**लंकाराङ्कितपादपङ्कजयुगं श्रीपादुकालंकृतम् ।**
**उद्भास्वन्नखचण्डरश्मिरुचिरं राजज्जपासंनिभं**
**ब्रह्मादि त्रिदशासुरार्चितमहं मूर्ध्नि स्मराम्यम्बिके ॥ १४ ॥**

શ્રી જગદમ્બાના ચરણ પાદુકાના વર્ણન સાથે મસ્તક ઉપર તેનું કાયમ સ્મરણ દર્શાવે છે.

**અર્થ**—હે અંબીકા! ઝુમ ઝુમ શબ્દ કરતાં નૂકર (ઝાંઝર) અને પગનાં કલ્લાં તથા કાંબીનાં મહા દેખાવમાં લાક્ષારસથી અંકિત ચરણકમળ યુગલ, શોભાયમાન પાદુકાથી અલંકૃત અને ઉજ્વલ નખનાં દીપ્તિમાન ખંડથી પ્રકાશીત અને સુંદર જપા (જાસુદ) ના પુષ્પ સરખું રક્ત કાંતિવાળું અને બ્રહ્માદિ દેવતાઓએ પુજન કરેલું જે તારૂં ચરણયુગલ તેને મારા મસ્તક ઉપર સ્મરણ કરૂં છું.

**ભાવાર્થ**—શ્રી માતાજીના ચરણનું મસ્તકમાં ધ્યાન કરનાર ભક્તને માથે માતાજીના ચરણ હોવાથી સર્વત્ર તે નિર્ભય છે.

**आरक्तच्छविनातिमार्दवयुजा निःश्वासहार्येणवत्**
**कौशेयेन विचित्ररत्नघटितैर्मुक्ताफलैरुज्ज्वलैः ।**
**कूजत्काञ्चनकिङ्किणीभिरभितः संनद्धकाञ्चीगुणै**
**रादीप्तं सुनिम्बविम्बमरुणं तेपूजयाम्यम्बिके ॥ ३५ ॥**

શ્રી માતાજીના નિતમ્બ ભાગનું વર્ણન તથા પુજન દર્શાવે છે.

**અર્થ**—હે અંબિકા! સ્હેજ લાલ કાંતિવાળા અત્યંત માર્દવતાવળા (સુંવાળા), શ્વાસથી હરણ કરી શકાય તેવા (ફુંક મારતા ઉડી જાય એવા), રેશમી વસ્ત્રથી શોભાયમાન વળી ઉજ્વળ મોતી તથા વિવિધ પ્રકારના રત્નથી જડિત

ધારણ કરવાથી સર્વત: દીપ્તિમાન તારા સુંદર લાલ નિતમ્બ ભાગનું પુજન કરૂં છું.

**ભાવાર્થ**—નિતમ્બ પ્રદેશનું પુજન અસંભવિત તથા અપ્રસિદ્ધ છે તથાપિ મુનિશ્રી દુર્વાસા પુજન લખે છે તેમ દૈવી સંકેત છે એટલે તે સંબંધી આ સ્થળે તે વિષે વિસ્તૃત કરવાનું પ્રયોજન નથી. પણ દેવતાઓના સઘળા અંગ પ્રત્યંગ પૂજ્ય અને વંદનીય છે તેથી અધિકારીએ તે ભાવ રાખવો તેથીજ આત્મ શ્રેય છે.

**कस्तूरीघनसारकुङ्कुमरजोगन्धोत्कटैश्चन्दनै ।**
**रालिप्तं मणिमालयातिरुचिरं ग्रैवेयहारादिभिः ।**
**दीप्तं दिव्यविभूषणैर्जननिते ज्योतिर्विभास्वत्कुच**
**व्याजस्वर्णघटद्वयं हरिहर ब्रह्मादिपीतं भजे ॥ ३६ ॥**

**અર્થ**—હે જનનિ! કસ્તુરી, કપુર, અને કેશર રજના ગંધયુક્ત ઉત્તમ ચંદનના લેપવાળા અને મણી રત્ન માળાથી અત્યંત શોભાયમાન્ અને કંઠના હારથી તથા દિવ્ય આભુષણોથી દેદીપ્યાન્ તથા હરીહર, બ્રહ્માદિ દેવોએ પાન કરેલા તારા સ્વત: સિદ્ધ કાંતિથી પ્રકાશતા કુચદ્વયના બહાનાથી જાણે સુવર્ણના ઘટદ્વય હોય એમ તેને ભજું છું.

**ભાવાર્થ**—શક્તિ તેજમાં પ્રતિબિંબિત બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિ દેવતાઓ જન્ય જનક ભાવના નિમિત્તકારણ બને છે.

એમ માયામાં અઘટિત ઘટનાઓ અતર્ક્ય છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવોદ્ભવા માયા છે. એમ પણ પ્રસંગવશાત્ શાસ્ત્ર લેખથી સિદ્ધ થાય છે તે સઘળો દૈવી સંકેત છે. તેમાં લૌકિક દ્રષ્ટિ પાર પામી શક્તિ નથી. માટે તત્વજ્ઞ મહર્ષિના વચન ઉપર વિશ્વાસ રાખી ભજન કરવું એથી કંઇ સારો લાભ છે.

मुक्तारत्नसुवर्णकान्तिकलितैस्तेबाहुवल्लीरहं
केयूरोत्तमबाहुदण्डवलयैर्हस्ताङ्गुलीभूषणैः ।
संपृक्ताः कलयामि हीरमणिमन्मुक्ताफलाकीलित-
ग्रीवापट्टविभूषणेन सुभगेकण्ठं च कम्बुश्रियम् ॥ ३७ ॥

**અર્થ**—મૌક્તિક, રત્ન, અને સુવર્ણકાંતિથી કલિત અને કેયૂર નામના રત્નયુક્ત ઉત્તમ બાજુબંધ અને હસ્તના વલય-કંકણ કડાંઓ, તથા આંગળીઓનાં ભૂષણ (વીંટીયો છલ્લા વીગેરે) થી વિભૂષિત તારી બહુલતાને તથા હીરા, મણી, અને મોતીઓથી ખચિત રેશમના પટ્ટથી ગુંથેલા કંઠાભરણથી કંબુ (શંખ)ની શોભાને પામેલા કંઠને હું નિહાળું છું.

**ભાવાર્થ**—નાના પ્રકારના આભૂષણોથી સુશોભિત હસ્ત-દ્વય તથા અંગુલીયો તથા કંઠની અનુપમ શોભાને આ પ્રમાણે મારી બુદ્ધિ કળી શકે છે.

तप्तस्वर्णकृतोरुकुण्डलयुगं माणिक्यमुक्तोल्लस-
द्धीरानद्धमनन्यतुल्यमपरं हैमंचचक्रद्वयम् ।
शुक्राकारनिकारदक्षमपरं मुक्ताफलं सुन्दरं
बिभ्रत्कर्णयुगं नमामिललितं नासाग्रभागं शिवे ॥ ३८ ॥

**અર્થ**—હે શિવા! સ્વચ્છ સુવર્ણથી બનાવેલાં મોટાં બે કુંડળ કે જે માણીક્ય મૌક્તિક અને હીરાથી જડિત્ર અને જેની કોઇ સાથે તુલના થઇ શકે નહિં તેવાં અને કેવળ સુવર્ણનાં ચક્રદ્વય, શુક્રના તેજને ઢાંકી દે એવાં સુંદર મુક્તાફળવાળાં ચોકડાંને ધારણ કરનાર બન્ને કર્ણને તથા લલિત નાસાગ્ર ભાગને સપ્રેમ નમસ્કાર કરૂં છું.

**ભાવાર્થ**—હીરા, રત્નથી જડિત કાંનનાં કુંડળ તથા અસલના રીવાજ પ્રમાણે બે બે મોતીવાળા કેવળ સોનાનાં કાનના ઉપર ચક્રાકૃતિના દેખાવવાળાં જેને ચોકડાં કહે છે તે વીગેરે ધારણ કરવાથી અત્યંત શોભાયુક્ત કાન અને નાસિકાના અલંકાર સાથે શોભતી સુંદર નાસિકાને ભક્તજન પ્રણામ કરે છે.

उद्यत्पूर्णकलानिधिश्रिवदनं भक्तप्रसन्नं सदा
संफुल्लाम्बुजपत्रचित्रसुषुमाधिकाररदक्षेक्षणम् ।
सानन्दं कृतमन्दहासमसकृत्प्रादुर्भवत्कौतुकं
कुन्दाकार सुदन्तपङ्क्तिशशिभा पूर्णस्मराम्यम्बिके ॥ ३९ ॥

**અર્થ**—હે અંબિકા! ઉદય પામતા પૂર્ણ ચંદ્રની શોભા સરખું અને સર્વદા ભક્તજન ઉપર પ્રસન્ન અને પ્રફુલ્લ કમળપત્રથી ચિત્ર વિચિત્ર કાંતિને ઝાંખી કરવામાં ચતુર નેત્ર છે જેનાં, અને આનંદયુક્ત ને, મંદમંદ હાસ્ય કરતું તથા વારંવાર આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં તથા કુંદ પુષ્પની સ્વચ્છ કળીઓ સરખી દંત પંક્તિથી ચંદ્રની કાંતિ સરખું પરિપૂર્ણ તારા મુખનું સ્મરણ કરૂં છું.

**ભાવાર્થ**—મુખને લગતી જે જે અનુપમ શોભા તે તારા મુખ ઉપર રહેલી છે તેવા મુખના સ્મરણથી તેના દર્શનથી કૃતાર્થતા માનું છું.

**शृङ्गारादिरसालयं त्रिभुवनीमाल्यैरतुल्यैर्वृतं**
**सर्वाङ्गीणसदङ्गरागसुरभि श्रीमद्वपुर्धूपितम् ।**
**ताम्बूलारुणपल्लवाधरयुतं रम्यं त्रिपुण्ड्रं दध**
**द्भालंनन्दनचन्दनेनजननि ध्यायामि ते मङ्गलम् ॥ ४० ॥**

**અર્થ**—હે જનનિ! તારૂં લલિત લાવણ્યાદિ શોભાયુક્ત શરીર શૃંગારાદિ નવ રસનું સ્થાન છે. તથા કોઇ પ્રકારે તુલના કરી શકાય નહિ તેવાં ત્રિભુવનનાં માલ્ય (પુષ્પ) થી આવૃત (વીંટાયેલું) અને સર્વ અંગને સારા સુગંધયુક્ત અંગરાગના લેપથી સુરભિત તથા ધૂપના સુંદર સુગંધથી સુવાસિત, અને તાંબુલ (પાન બીડા) ના રંગથી નવા પલ્લવના લાલ રંગ

જેવા અધરોષ્ઠ છે જેના, અને નંદનવનમાં ઉત્પન્ન થયેલા ચંદનથી લલાટમાં ત્રિપુંડ્રને ધારણ કરનાર તારા સુમંગળ શરીરનું હું ધ્યાન કરૂં છું.

**ભાવાર્થ**—શરીરને લગતા લલિત ઉપચારોથી પરિપૂર્ણ રમણીય શોભા યુક્ત શ્રી ભગવતીના મહા મંગળ શરીરને ઉપાસક અંતર્બહિર્ધ્યાન દૃષ્ટિથી જોવાના અભ્યાસ ક્રમે સાક્ષાત્કાર કરવાનો યત્ન ફલીભૂત થવામાં ધ્યાનનું તાત્પર્ય છે.

**जातिचम्पककुन्दकेसरमहागन्धोद्गिरत् केतकी**
**नीपाशोकशिरीषमुख्यकुसुमैः प्रोत्तंसिताधूपिता ।**
**आनीलाञ्जनतुल्यमत्तमधुपश्रेणीववेणीतत्र-**
**श्रीमातः श्रयतांमदीयहृदयाम्भोजं सरोजालये ॥ ४१ ॥**

**અર્થ**—હે માતા! જાતિ, ચંપો, કુંદ અને કેશર નામનાં પુષ્પો અને મહા સુગંધીને ફેલાવનાર કેતકી, (કેવડો) નીપ, અશોક અને શિરિષ વીગેરેથી ગુંફિત અને કેશને સુગંધીદાર ધૂપ દીધેલી તથા સઘળી બાજુથી કાજળ સરખા કાળા ભ્રમર પંક્તિ સરખી કાળી એવી જે તારી વેણી (ગુંથેલો ચોટલો) હે કમલાલયા ભગવતી! મારા હૃદયકમલમાં સર્વદા સ્થાન કરે એમ ઇચ્છું છું.

**ભાવાર્થ**—ભગવતીના કેશ સંસ્કારનું સૃષ્ટિ સૌંદર્ય દર્શાવ્યું અને ઉપર પ્રમાણે સુગંધી પુષ્પોથી, ધૂપના સુવાસથી સુરભિત

અને ભ્રમર સદૃશ કૃષ્ણ કેશથી ગુંથેલી વેણી હૃદયમાં સ્થાન કરે એ યાચના ઉપરથી હૃદયમાં રહેલી પાપમય દુર્વાસના દૂર થઇને પુણ્યમય સુવાસથી વિશુદ્ધિ પામેલી અંતરિંદ્રિયો વેણીની પેઠે બ્રહ્માકાર વૃત્તિઓ સાથે ગુંફિત થાઓ એમ ભક્તજન ઇચ્છે છે.

लेखालभ्यविचित्ररत्नघटितं हैमंकिरीटोत्तमं
मुक्ताकाञ्चनकिङ्किणीगणमहाहीरप्रबद्धोज्ज्वलम् ।
चञ्चचन्द्रकलाकलापमहितंदेवद्रुपुष्पार्चितै-
र्माल्यैरम्बविलम्बितं सशिखरं बिभ्रच्छिरस्ते भजे॥ ४२॥

**અર્થ**—હે અંબા! ભિન્ન ભિન્ન કાંતિવાળાં ચિત્ર વિચિત્ર રત્નોથી ઘટિત (જડેલો) અને મોતી તથા સોનાની ઘુઘરીઓથી ભરપુર તથા અમૂલ્ય હીરા માણેકની પંક્તિથી બાંધેલો મહા તેજસ્વી તથા સંપૂર્ણ પ્રકાશયુક્ત ચંદ્રની કલાના સમૂહ સરખો દીપ્તિમાન અને દૈવી વૃક્ષોના પુષ્પોથી પૂજાયેલો, અને પુષ્પોના ગુંથેલા તોરાઓ (ગુચ્છાઓ) ભરપુર લટકાવેલા છે જેને, અને ઉપરના ભાગમાં શિખરાકૃતિની કલગીવાળો ઉત્તમોત્તમ સુવર્ણ મુકુટ તેને ધારણ કરનાર તારા મસ્તકને હું ભજું છું.

**ભાવાર્થ**—માતાજીના સુવર્ણ મુકુટને અનુપમ દૈવી સંપત્તિથી વર્ણવ્યો છે. તેવા મુકુટને ધારણ કરનાર માતાજીના મસ્તકને ભજવાનું દર્શાવે છે. એ ઉપરથી મસ્તકના છેક

ઉપરના ભાગને બ્રહ્મરંધ્ર કહે છે. ત્યાં સદા સર્વદા દૈવી પ્રકાશ વ્યાપી રહ્યો છે જેમ ચંદ્રજ્યોત્સ્નાના યોગે ચંદ્રકાંત મણીમાંથી જળબિંદુસ્રાવ થાય છે. તેમ બ્રહ્મરંધ્ર સ્થિત સહસ્રદલ કમલમાંથી ત્યાં રહેલા શીતરશ્મીના સંબંધથી અમૃતસ્રાવ થાય છે. તેનું યોગીઓ ખેચરી મુદ્રાથી પાન કરી સદા તૃપ્ત રહે છે. તે સહસ્રદલ પદ્મમાં પરમાત્મ સ્વરૂપ પ્રકાશી રહ્યું છે તેમાં વૃત્તિઓ એકાગ્ર થયેથી જે પરમાનંદ ઘન સ્વરૂપનો બ્રહ્મૈક્ય ભાવ થાય એવી અલૌકિક દશાની પ્રાપ્તિ સાથે લૌકિક પ્રપંચ જાળથી મુક્ત થવા ભગવતીના શીર્ષ ભાગના ભજનનું મુખ્ય તાત્પર્ય આ સ્થિતિએ પહોંચવા માટે છે. અને તેવી સ્થિતિએ પહોંચેલા ભાવિક ભજનાનંદી ભક્તોની સત્ કીર્તિ લોક પ્રસિદ્ધ છે.

उत्क्षिप्तोच्चसुवर्णदण्डकलितं पूर्णेन्दु बिम्बाकृति-
च्छत्रंमौक्तिकचित्ररत्नखचितं क्षौमांशुकोत्तंसितम्
मुक्ताजालविलम्बितं सकलशं नानाप्रसूनार्चितं
चन्द्रोद्दामरचामराणिदधते श्रीदेविते स्वाश्रियः ॥ ४३ ॥

**અર્થ**—હે શ્રી દેવી! ઉંચુ ધરવામાં આવતું સ્વચ્છ સુવર્ણના દંડથી સુશોભિત અને પૂર્ણ ચંદ્રબિંબના સરખી આકૃતિવાળું, અને મોતી તથા વિચિત્ર રત્નોથી ખચિત, અને ઉત્તમ રેશમી વસ્ત્રના પટ (કળીયો) થી બનાવેલું, અને કિનારી ઉપર મોતીની ઝાલર લટકી રહી છે એવું, અને દેખ

ઉપર શીખરવાળું તથા અનેક પ્રકારના પુષ્પહારથી પૂજેલું, સુશોભિત છત્ર, અને ચંદ્રની કાંતિ સરખાં ઉજ્વળ ચામરો તારી કાંતિ તથા શોભાને ધારણ કરે છે.

**ભાવાર્થ**—ઉપર પ્રમાણે અલૌકિક સાહિત્યના સમૂહથી પરિપૂર્ણ સ્વકાંતિને ધારણ કરનાર છત્ર ચામરો એકાકાર દેખાવવાળાં થાય છે. એટલે શ્રી ભગવતીની કાંતિ તથા છત્ર ચામરોની કાંતિના ઐક્યતાનું વર્ણન જેમ દર્શાવે છે. તેમ સ્વદેહાંતર્ગત ચૈતન્ય શ્રી શક્તિ ચૈતન્યથી ભિન્ન નથી એમ સર્વદા ભાન થવામાં તાત્પર્ય છે.

**विद्यामन्त्ररहस्यविन्मुनिगणक्लृप्तोपचारार्चनां**
**वेदादिस्तुतिगीयमानचरितां वेदान्ततत्त्वात्मिकाम् ।**
**सर्वास्ताः खलु तूर्यतामुपगता स्त्वद्रश्मिदेव्यः ।**
**परास्त्वां नित्यं समुपासते स्वविभवैः श्रीचक्रनाथे शिवे ॥४४॥**

મુનીગણુ અને યોગિનીગણુ શિવા ભગવતીની ઉપાસના કરે છે. અને વેદ તથા શાસ્ત્રમાં વર્ણન કરેલા ચરિત્રથી ગાય છે એવી વેદાંત તત્વાત્મિક તું પોતેજ છું એમ વર્ણવે છે.

**અર્થ**—હે ચક્રનાથ શિવા ભગવતી! સમસ્ત વિદ્યા અને સઘળા મંત્રોના રહસ્યને જાણનારા મુની ગણોએ કલ્પિત ઉપચારોથી પૂજન કરેલી તથા વેદ અને શાસ્ત્રગ્રંથોમાં સ્તુતિ રૂપે ગાયું છે ચરિત્ર જેનું એવી, અને વેદાંત તત્વાત્મક

અદ્વિતીય બ્રહ્મરૂપ ભગવતી મહામાયાના તેજમાંથી કિરણરૂપે પ્રકટ થયેલી યોગિનીઓ જે તુર્યાવસ્થાને પામેલી શ્રેષ્ઠ દેવીઓ પોતાના વૈભવ પ્રમાણે નિરંતર તારી ઉપાસના કરે છે.

**ભાવાર્થ**—શ્રી ચક્રમાં સમસ્ત વિશ્વ સમષ્ટિ રૂપે વ્યાપ્ત છે. એવા વિશ્વરૂપ શ્રી ચક્રમાં અધિષ્ઠિત શિવાભિન્ન ભગવતીને મંત્ર તંત્ર વિદ્યાના પારંગત મહામુનીઓ અને તુરીયપદને પામેલી રશ્મિરૂપ યોગિની ગણ પૂજનાદિ ક્રિયાઓથી તારા સ્વરૂપને ભજે છે.

**एवं यः स्मरतिप्रबुद्धसुमतिः श्रीमत्स्वरूपं परं**
**वृद्धोऽप्याशुयुवाभवत्यनुपमः स्त्रीणामनङ्गायते ।**
**सोऽष्टैश्वर्यतिरस्कृताखिलसुरश्रीजृम्भणैकालयः**
**पृथ्वीपालकिरीटकोटिवलभीपुष्पार्चिताङ्घ्रिर्भवेत् ॥४५॥**

શ્રી દેવીની ઉપાસનાનું ફલ વર્ણન કરે છે.

**અર્થ**—એ પ્રમાણે સગુણ નિર્ગુણ રૂપે વર્ણવેલી શ્રી જગદંબાને અધિકારાનુસાર જાગૃત થઇ છે સદ્‌બુદ્ધિ જેની એવો જે અધિકારી શ્રી જગદંબાના પરમોત્કૃષ્ટ સમસ્તૈશ્વર્ય સંપન્ન સ્વરૂપનું સ્મરણ કરે છે તે વૃદ્ધ હોય તો યુવક સરખો થાય છે. (યુવાવસ્થા જેટલું સામર્થ્ય ધરાવે છે) અને અનુપમ દેખાવવાળો હોઈ સ્ત્રીયોને કામદેવ સરખો ભાસે છે. અને સમસ્ત દેવતાઓની શોભાના વિકાસનું એક સ્થાન (સ્વર્ગ)

તે જેણે અણિમાદિ અષ્ટ સિદ્ધિઓથી તુચ્છ કર્યું છે. અને રાજાઓના મુકુટના છેડે લટકાવેલાં પુષ્પોના સમૂહથી પૂજીત થયેલા ચરણ યુગલ જેના છે એવો મહા પ્રતાપી થાય છે.

**ભાવાર્થ**—શ્રી પરામ્બાના પરમ ભક્તને ઉપર દર્શાવેલાં ઐહિક સુખ પ્રાપ્ત થાય છે. જેને અણિમાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ છે કે જે સિદ્ધિના બળથી જે સમયે જે કંઇ ઇચ્છા થાય તેજ પ્રમાણે પોતાની ઇચ્છાનુસાર સ્વર્ગીય વસ્તુ પ્રાપ્તિ કરી શકે છે એટલે તેને સ્વર્ગસ્થ દેવોનો વૈભવ તુચ્છ સરખો છે. અને પૃથ્વીપતિઓ તેના ચરણમેં મસ્તક ઝુકાવે છે જેથી રાજાના મુકુટ ઉપરનાં પુષ્પો તેના ચરણમાં પડે છે. એવા મહાન્ ઐશ્વર્યની સમૃદ્ધિ તેની પૂર્ણ કૃપાથી પ્રાપ્ત થાય છે.

अथ तवधनुःपुण्ड्रेक्षुत्वात्प्रसिद्धमतिद्युति
त्रिभुवनवधूमुग्धज्ज्योत्स्नाकलानिधिमण्डलम् ।
सकलजननिस्मारं स्मारं गतः स्मरतांनर-
स्त्रिभुवनवधूमोहाम्भोधेः प्रपूर्णविधुर्भवेत् ॥ ४६ ॥

અહીંથી પાંચ શ્લોક સુધી શ્રી ભગવતીના ધનુષ, પાશ, અંકુશ અને ચાપનું વર્ણન દર્શાવે છે.

**અર્થ**—હે સકલ જનનિ ! પુંડ્રેક્ષુપણાના ધર્મથી પ્રસિદ્ધ, ત્રિભુવન વધુને અને પ્રકાશ પામતી ચંદ્રિકા યુક્ત કલાનિધિ (ચંદ્ર) મંડળની કાંતિને અતિક્રમણ કરનાર એવા તારા

ધનુષનું વારંવાર સ્મરણ કરનાર કામદેવના સ્વરૂપને પામેલો મનુષ્ય, ત્રિભુવનની સ્ત્રીઓ સંબંધી મોહ સાગરનો પૂર્ણ ચંદ્ર બને છે.

**ભાવાર્થ**—દેવીના ધનુષમાં રહેલી શક્તિની ચમત્કૃતિ એવી વર્ણવે છે કે તે ધનુષ ગત શક્તિનું સ્મરણ કરનાર ત્રિભુવનની સ્ત્રીયોના મોહસાગર રૂપ અંતઃકરણને ખળભળાવનાર પૂર્ણ ચંદ્ર જેમ સમુદ્રને ખળભળાવી નાંખે છે તેવો ચંદ્ર સમાન તેજસ્વી બને છે. અને સ્વયંપ્રકાશ હોવાથી મોહાંધકારનો નાશ કરી જ્ઞાનનો પ્રકાશક થાય છે.

प्रसूनशरपञ्चक प्रकट जृम्भणागुम्फित
त्रिलोकमवलोकयत्यमलचेतसा चञ्चलम् ।
अशेषतरुणीजनस्मरविजृम्भणे यः सदा
पटुर्भवति ते शिवेत्रिजगदङ्गणाक्षोभणे ॥ ४७ ॥

**અર્થ**—હે શિવા ભગવતિ! પુષ્પબાણ પંચક (કામદેવ) ના પ્રસિદ્ધ વિકાસથી ચારે તરફથી ગુંથાયેલું ત્રિલોક ચલાયમાન છે એમ જે પુરૂષ નિર્મળ ચિત્તથી અવલોકન કરે છે તે પુરૂષ સમગ્ર રમણીજનના કામ વિકાસમાં અને ત્રિલોકની અંગનાઓને ક્ષોભ ઉત્પન્ન કરવામાં સર્વદા ચતુર હોય છે.

**ભાવાર્થ**—શ્રી ભગવતીના બાણના પ્રભાવ વર્ણનમાં દર્શાવે છે કે પુષ્પબાણના (કામના) વિકાસથી જગત ગુંથાયેલું

છે. તેમાં સપડાયેલો ભક્તજન ત્રિલોકનેજ વિવેક બુદ્ધિથી નશ્વર માને છે. તે ભાવિકજન ત્રણ લોકની માયાના વિશ્વાસને અને માયા કલ્પિત વાસનાઓને જ્ઞાનના પ્રબળ સાધનથી ક્ષોભ (નિર્બળ) કરવાંમાં હંમેશાં દક્ષ હોય છે એટલે તેમાં પોતે સપડાતો નથી અને મહા મોહાત્મક પ્રપંચ જાળનો તટસ્થ રીતે દ્રષ્ટા બને છે તેજ ચતુર છે.

पाशंमपूरितमहा सुमतिमकाशो
यो वा तव त्रिपुरसुन्दरि सुन्दरीणाम् ।
आकर्षणेऽखिलवशीकरणे प्रवीणं
चित्ते दधातिसजगत्रयवश्यकृत्स्यात् ॥ ४८ ॥

અર્થ—હે ત્રિપુર સુંદરિ! સંપૂર્ણ રીતે મહાન્ બુદ્ધિનો પ્રકાશ જેને છે એવો જે પુરૂષ, સ્ત્રીયોને આકર્ષણ કરવામાં અથવા સમગ્ર વસ્તુને વશીકરણ કરવામાં પ્રવીણ એવા તારા પાશને ચિત્ત વિષે ધ્યાનથી ધારણ કરે છે તે ત્રણ જગતને વશ કરનારો થાય.

ભાવાર્થ—જે પુરૂષ વિવેક વિચારથી સત્યાસત્યને સમજનાર, બુદ્ધિના પ્રકાશથી માયારૂપ સ્ત્રીઓનું આકર્ષણ કરવામાં અથવા માયા કલ્પિત વિવિધ પ્રપંચ જાળને વશ કરવામાં જ્ઞાન પાશને ધારણ કરે તો માયાવશથી મુક્ત થઇ

ત્રિલોકને વશ કરનાર થાય છે. અર્થાત્ તેના બંધનમાં નહિં આવતાં પોતે તેને બાંધીને આત્મ સ્વરૂપમાં લય કરે છે.

**यः स्वान्ते कलयति कोविद स्त्रिलोकी-**
**स्तम्भारम्भणचणमत्युदारवीर्यम् ।**
**मातस्ते विजयनिजाङ्कुशं सयोषा**
**देवांस्तम्भयति च भूभुजोऽन्यसैन्यम् ॥ ४९ ॥**

**અર્થ**—હે માતા જે દક્ષ પુરૂષ, ત્રણ લોકને સ્તંભન કરવામાં ચપળ અને અત્યુન્નત પરાક્રમ જેનું છે, એવા તારા વિજય અંકુશને અંતઃકરણમાં સ્વરૂપથી જુવે છે તે અંગના સહિત દેવોને સ્તંભન કરે છે અને રાજાઓ બીજાના સૈન્યને સ્તંભન કરે છે.

**ભાવાર્થ**—જે જ્ઞાની પુરૂષ ત્રણ લોકમાં ભ્રમણ કરનાર ચંચળ મનને સ્થિર કરવા માટે ધ્યાનદ્વારા વિજય અંકુશ ગત શક્તિના સ્વરૂપને અંતઃકરણમાં એકાગ્રતાથી જુએ છે. તે જ્ઞાન નિષ્ઠ અધિકારીના સ્થિર ચિત્તને દેવો તથા દેવાંગનાઓ મનોવિભ્રમ કરવા રૂપ વિઘ્ન કરી શક્તા નથી અર્થાત્ તે દેવો ત્યાં સ્તબ્ધતાને પામે છે અને એવાજ નિશ્ચયવાળા રાજાઓ પોતાના આત્મબળથી તથા સૈન્ય અને કોશ બળથી અન્યના સૈન્યને સ્તબ્ધ કરી શકે છે.

चापध्यानवशाद्भवोद्भवमहामोहंमहाजृम्भणं
प्रख्यातं प्रसवेषुचिन्तनवशात्तत्तच्छरव्यंसुधीः।
पाशध्यानवशात्समस्तजगतां मृत्योर्वशित्वं महा
दुर्गस्तंभमहाङ्कुशस्यमननान्मायाममेयांतरेत् ॥ ५० ॥

ચારે આયુધોનાં જુદાં જુદાં ધ્યાનથી ભિન્ન ભિન્ન ફળ શ્રુતિ કહે છે.

**અર્થ**—હે દિવ્યાયુધને ધારણ કરનારી મહા દેવિ; તારા ધનુષ અને પ્રત્યંચાના ધ્યાનથી મહા વિસ્તૃત સંસારમાં ઉત્પન્ન થયેલા મહા મોહને ભક્તજન તરે છે. અને બાણના ચિંતનથી પ્રખ્યાત ભાથારૂપ મોહજન્ય તે તે અજ્ઞાનાવરણને તરે છે. અને પાશના ધ્યાનથી સમસ્ત જગતના મૃત્યુને સ્વાધીનપણું કરે છે અને વિશ્વરૂપ મહાન્ કિલ્લાના સ્તંભરૂપ મહાંકુશના મનનથી મારી ઉત્પન્ન કરેલી માયાને બુદ્ધિમાન્ તરે છે.

**ભાવાર્થ**—ધનુષબાણ, પાશ, અંકુશ એ શસ્ત્રોના સામા આવેલા શત્રુના તરફ ઉપયોગ કરવાથી તે તાબે થાય છે, અથવા નાશ પામે છે. તેજ પ્રમાણે આયુધ ગત શક્તિનું ધ્યાન ચિંતન કરવાથી સ્વદેહાંતર્ગત રહેનારા અને પરમ પુરૂષાર્થ સામા શત્રુનું કામ કરનારા કામ ક્રોધાદિ નિત્ય નિકટ વાસ કરનારાને વારંવાર જન્મ મરણના ભયને ઉત્પન્ન કરાવનારા શત્રુઓ નાશ પામે છે અને એમનો નાશ થવાથી માયા કલ્પિત સંસારને વિવેક વિચારશીલ બુદ્ધિમાન તરી જાય છે.

न्यासं कृत्वा गणेशग्रहभगणमहायोगिनीराशिपीठैः
षड्भिः श्रीमातृकार्णैः सहितबहुकलैरष्टवाग्देवताभिः ।
सश्रीकण्ठादियुग्मैर्विमलनिजतनौ केशवाद्यैश्चतत्त्वैः
षट्त्रिंशद्भिश्चतत्त्वैर्भगवति भवतीं यः स्मरेत्स त्वमेव ॥९१॥

નીચે દર્શાવેલા ન્યાસ વિધાનથી દેવી સ્વરૂપ ઉપાસક થાય છે.

**અર્થ**—હે ભગવતિ, ગણેશ, ગ્રહ, નક્ષત્ર, યોગિની, મેષાદિદ્વાદશ રાશી, પીઠ, એ ષટ્ અને માતૃકા વર્ણ સહિત કલા, વશિન્યાદિ વાગ્ દેવતા, શ્રીકંઠાદિ યુગલ, કેશવકીર્ત્યાદિ, ષટ્ત્રિંશત્ તત્વ, એ સમસ્ત તત્વથી ન્યાસ વિધાનમાં દર્શાવેલા વિધી પ્રમાણે ન્યાસ કરી નિર્મલાંતઃકરણથી જે ઉપાસક શ્રી ભગવતીનું સ્મરણ કરે તે સાક્ષાત્ ભગવતી રૂપજ છે.

**ભાવાર્થ**—ન્યાસ એટલે એક વસ્તુનો વસ્ત્વંતર સંયોગ કરવો તે સામાન્ય અર્થ છે. આ સ્થળે, ઉપર દર્શાવેલા નામના અનુક્રમે તે તે ગણના જે જે દેવતાઓનાં દૈવી તત્વ સ્વતનુમાં દર્શાવેલા અંગ પ્રત્યંગ ભાગમાં અંગ પરત્વે હસ્તાંગુલિની વિકૃતિથી આગમ શાસ્ત્રમાં દર્શાવેલી મુદ્રાથી સ્પર્શ કરી નિવિષ્ટ થયાની શુદ્ધ ભાવના કરવી અને તેની સાથે તે તે અંગમાં પરમાણુ રૂપે અદૃશ્ય મલીન તત્વ દૂર [illegible] [illegible]વો શારીરિક માનસિક અનુભવ માલમ પડે અને હું શુદ્ધ સત્વ પ્રધાન દૈવી શરીરને પામ્યો, એવો નિશ્ચય જે ઉપાસકને

સર્વદા કાયમ રહે તેજ દેવી રૂપ છે. અને તે માનવ ધર્મથી મુક્ત હોય છે એવી અતિમાનુષિક ચમત્કૃતિ ન્યાસ વિધાન દ્વારા સિદ્ધિ પામેલા ઉપાસકની આમળ શાસ્ત્રમાં દર્શાવી છે.

सुरपतिपुरलक्ष्मीजृम्भणातीतलक्ष्मीः
प्रभवति निजगेहे यस्य दैवं त्वमार्ये ।
विविधतवकलानां पात्रभूतस्य तस्य
त्रिभुवनविदिता सा जृम्भते कीर्तिरच्छा ॥ ५२ ॥

જેના શરીરમાં શક્તિ તત્વ પ્રકાશી રહ્યું છે તેનો મહીમા કહે છે.

અર્થ—હે આર્યા (પૂજ્યા) ભગવતિ, જે ઉપાસકને તુજ પરમ દૈવત્ય છે. એટલે તારા સ્વરૂપની સાયુજ્યતાને પામેલો છે. તેના આશ્રમમાં સમસ્ત દેવતાઓના રાજા, ઈંદ્રના સર્વ સમૃદ્ધિથી પરિપૂર્ણ નગરની લક્ષ્મીના સુંદર વિકાસને અતિક્રમણ કરનારી લક્ષ્મી સ્વેચ્છાથી થાય છે, અને વિવિધ પ્રકારની તારી કલા (ચેષ્ટા) ને ગ્રહણ કરવામાં પાત્રભૂત તે ઉપાસકની ત્રિભુવનમાં વિદિત એવી નિર્મળ કીર્ત્તિ પ્રકાશ પામે છે.

ભાવાર્થ—જે ઉપાસક પૂજ્ય પૂજકના અભેદ ભાવને પામ્યો છે. અને તારા સ્વરૂપમાં જે મળી ગયો છે તેના આશ્રમમાં લોકોત્તર દૈવી સંપત્તિના તેજઃપુંજ આગળ ઈંદ્ર

નગરની સમૃદ્ધિ નિસ્તેજ છે. અર્થાત્ સ્વસ્વરૂપના પરમાનંદાનુભવ પ્રત્યે તેને તુચ્છ ભાસે છે. કેમકે તે સ્વર્ગીય સમૃદ્ધિ પુણ્યનો પૂર્ણ યોગ હોય છે ત્યાં સુધી તે પ્રાપ્ત છે. પુણ્ય ક્ષીણ થયા પશ્ચાત્ ત્યાંથી પતન દશા પ્રાપ્ત થાય છે. એટલે તત્વવિદ્ મહાત્મા તે ક્ષયિષ્ણુ સમૃદ્ધિને ઇચ્છતા નથી તેમાં અખંડાનંદનો અવકાશ નથી. વળી તે ઉપાસક માયિક ચેષ્ટાઓ પોતાની ઇચ્છાનુસાર કરી શકે છે. તેની સર્વત્ર સત્કીર્ત્તિ પ્રકાશ પામે છે. એ સઘળુ તારી સાથે તન્મયતા પામ્યાનું ફળ છે.

मातस्त्वंभूर्भुवःस्वर्महरसिनृतपः सत्यलोकैश्वसूर्ये-
न्द्वारज्ञाचार्यशुक्रार्किभिरपिनिगमब्रह्मभिः प्रोतशक्तिः।
प्राणायामादियत्नैः कलयसि सकलं मानसं ध्यानयोगं
येषां तेषां सपर्या भवति सुरकृता ब्रह्म ते जानते च ॥५३॥

**અર્થ**–હે માત! ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક, અને સત્યલોક, એ પ્રમાણે સાતલોક તથા સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને શની, એ મુખ્ય સાત ગ્રહો અને વેદ વાણીરૂપ શબ્દ બ્રહ્મરૂપે, સમસ્તલોક, તથા સૂર્યાદિ ગ્રહો, વેદ વાણી વીગેરેથી ઓતપ્રોત શક્તિ તુંજ છે. અને પ્રાણાયામાદિ પ્રયત્નો વડે જેમનાં સઘળા માનસ તથા ધ્યાન યોગને તું કળે છે, (જાણે છે) ને દેવતાએ કરેલી પૂજા તેમને પોહાંચે છે કે, જેઓ તને સાક્ષાત બ્રહ્મરૂપ જાણે છે.

**ભાવાર્થ**—સર્વ વ્યાપક પૂર્ણ બ્રહ્મરૂપે તને જાણનારની દેવો પણ પૂજા કરે છે. એટલે તેના ઇચ્છિત કાર્ય મનમાં ધારવા સાથે દેવો પૂર્ણ કરે છે.

**क्व मे बुद्धिर्वाचा परमविदुषो मन्दसरणिः**
**क्व ते मातर्ब्रह्मप्रमुखविदुषामाप्तवचसाम् ।**
**अभून्मे विस्फूर्तिः परतरमहिम्नस्तवनुतिः**
**प्रसिद्धं क्षन्तव्यं बहुलतरचापल्यमिह मे ॥ ५४ ॥**

સ્તોતા પોતાનો ગર્વ પરિહાર કરી પોતાની ન્યૂનતા દર્શાવે છે.

**અર્થ**—હે માતા ! તારા પરમતત્વને નહિં જાણનારની મારી બુદ્ધિ ક્યાં, તથા મંદ શૈલીવાળી મારી વાણી ક્યાં, વળી બ્રહ્મા જેમાં મુખ્ય છે. એવા તારા સ્વરૂપને જાણનારા વિદ્વાનોના યથાર્થ વચનોની તારા સંબંધી સ્ફૂર્તિ ક્યાં તથાપિ તારા શ્રેષ્ઠતર મહિમાની સ્તુતિ કરવા રૂપ મને વિસ્ફૂર્તિ (સ્ફુરણા) થઇ એમાં મેં મારૂં ચાપલ્ય પ્રસિદ્ધ કર્યું છે. તે ક્ષમા કરવા યોગ્ય છે.

**ભાવાર્થ**—બ્રહ્માદિ દેવો તારો મહીમા વર્ણન કરવા શક્તિ ધરાવતા નથી. એ પ્રથમ શ્લોકમાં પણ કહી ગયા છે. એવા તારા અવર્ણ્ય માહાત્મ્યને પ્રકટ કરવાં મારૂં પ્રાગલ્ભ્ય પ્રસિદ્ધ કરૂં છું તે એક સાહસ છે. પણ માતા અભણ અજ્ઞાની બાળકે

કરેલા અપરાધ ઉપર ક્રોધ કર્યા સિવાય ક્ષમાજ કરે છે. તેજ પ્રમાણે હું ક્ષમાપાત્ર છું.

प्रसीदपरदेवते ममहृदिप्रभूतं भयं
विदारयद्दरिद्रतांदलय देहि सर्वज्ञताम् ॥
निधेहि करुणानिधे चरणपद्मयुग्मं स्वकं
निवारय जरामृती त्रिपुरसुन्दरि श्रीशिवे ॥ ९५ ॥

"સ્તવન કરનાર માતાજી પાસે માગણીયો કરે છે."

અર્થ, હે પર દેવતા પ્રસન્ન થા, અને મારા હૃદયમાં રહેલા મોટા જન્મ મરણના ભયને વિદારણ કર, તથા દરિદ્રતાનો નાશ કર, અને સર્વજ્ઞપણું આપ, હે દયાસાગર ભગવતિ ! તારૂ ચરણ કમલ યુગ્મ મારા મસ્તક ઉપર મૂક, હે ત્રિપુર સુંદરિ શ્રી શિવા ! મારા જરા મરણને નિવારણ કર. એ સઘળું ભક્તજન માતાજી પાસે માગે છે.

इति त्रिपुरसुन्दरीस्तुतिमिमांपठेद्यः सुधीः
स सर्वदुरिताटवीपटलचण्डदावानलः ।
भवेन्मनसि वाञ्छितं प्रथितसिद्धिवृद्धिर्भवे
दनेकविधसंपदां पदमनन्यतुल्यो भवेत् ॥ ९६ ॥

"ત્રિપુર સુંદરી મહિમ્ન સ્તોત્રના પાઠ કરનારને જે ફળ પ્રાપ્ત થાય છે તે દર્શાવે છે."

**અર્થ**—હે દેવિ ! એ પ્રમાણે જે બુદ્ધિમાન્ ભક્ત ત્રિપુર સુંદરી મહિમાના આ સ્તોત્રનો પાઠ કરે, તે સર્વ પાપારણ્યના પટલને ભસ્મ કરનાર પ્રચંડ દાવાનળ તુલ્ય તેજસ્વિ થાય છે. અને તેનું મનવાંચ્છિત પૂર્ણ થાય છે. તથા અનેક પ્રકારની સંપત્તિઓનું તે સ્થાન થાય છે. (સઘળી સંપત્તિ તેને પ્રાપ્ત થાય છે) અને અનન્ય તુલ્ય ગણાય છે. અર્થાત્ એના સરખો અન્ય કોઇ નથી એવો અદ્વિતીય એકજ છે. એવો તે થાય છે.

**ભાવાર્થ**—ઉપરનું સર્વ ફળ તેને મળે છે. એટલે તે ભક્ત માતાજીની પૂર્ણ ઉપાસના કરી તેના સ્તોત્રનો અનન્ય ભાવથી પાઠ કરી માતાજી સાથે પોતાની ઐક્યતા જેને થઇ છે. તે આવાં પ્રકારનાં ફળનો ભોક્તા થાય છે.

**पृथ्वीपालमकटमुकुटस्त्रजोराजिताङ्घ्रि**
**र्विद्वत्पुञ्जानतिनुतिसमाराधितोबाधितारिः ।**
**विद्याः सर्वाः कलयति हृदा व्याकरोति मवाचा**
**लोकाश्चर्यैर्नवनवपदैरिन्दुबिम्बमकाशैः ॥ ५७ ॥**

"શ્રી માતાજીની પૂર્ણ કૃપાને પાત્ર થયેલા ઉપાસકનો પ્રતાપ આ પ્રમાણે હોય છે.

**અર્થ**—મહીપતિના મસ્તક ઉપર પ્રકાશ પામતા પ્રસિદ્ધ મુકુટ સાથે લટકાવેલી પુષ્પ માળાઓના પરાગથી શોભાયમાન ચરણયુગલ જેના છે, અને વિદ્વાનોના સમૂહ નમન તથા

સ્તુતિથી જેની આરાધના કરે છે, અને જેના શત્રુઓ ત્રાસ પામી રહ્યા છે. તથા સર્વ વિદ્યાઓ જેના હૃદયમાં સ્ફુરી રહી છે અને લોકોને આશ્ચર્ય ઉત્પન્ન થાય એવાં ચંદ્રબિંબના પ્રકાશ સરખાં નવાં નવાં ચમત્કારિક અને અલંકારયુક્ત વાક્યોથી વાણીનો વિસ્તાર કરે છે.

ઉપર પ્રમાણે જગદંબાનો પૂર્ણ ભક્ત પ્રભાવશાલી હોય છે.

संगीतं गिरिजे कवित्वसरणिं चाम्नायवाक्यस्मृते-
र्व्याख्यानं हृदि तावकीनचरणद्वन्द्वं च सर्वज्ञताम् ।
श्रद्धां कर्मणि कालिकेऽतिविपुलश्रीजृम्भणं मन्दिरे
सौन्दर्यं वपुषिप्रकाशमतुलं प्राप्नोति विद्वान्कविः ॥ ५८ ॥

**અર્થ**—હે ગિરિજા ભગવતિ ! વિદ્વાન્ કવિ (સંપૂર્ણ વિદ્યાને જાણનાર ઉપાસક) સંગીત, કવિત્વ શૈલી, આમ્નાય વાક્ય ( શાસ્ત્ર પરંપરાનાં વાક્ય ) ની સ્મૃતિ સાથે વ્યાખ્યાન, ( પ્રવચન ) તથા હૃદયમાં તારા ચરણ કમલનું ધ્યાન, અને સર્વજ્ઞપણું સત્-કર્મમાં શ્રદ્ધા, અને પોતાના મંદીરમાં ( ઘરમાં ) લક્ષ્મીનો વિકાસ, શરીરમાં સૌંદર્યપણું, અતુલ પ્રકાશ ઇત્યાદિ હે કાલિકા માતા તારા કૃપા કટાક્ષથી પામે છે.

भूष्यं वैदुष्यमुद्यदिनकरकिरणाकारमाकारतेजः
सुव्यक्तं भक्तिमार्गं निगमनिगदितं दुर्गमं योगमार्गम् ।
आयुष्यं ब्रह्मपोष्यं हरगिरिविशदां कीर्तिमभ्येत्य भूमौ
देहान्ते ब्रह्मपारं परशिवचरणाकारमभ्येति विद्वान् ॥ ५९ ॥

**અર્થ**—હે દેવિ ! તારો પૂર્ણ ભક્ત બહુજ વખાણવા લાયક વિદ્વત્તાને, અને ઉદય પામતા સૂર્યના કિરણ સરખા સારી રીતે ફેલાયેલા તેની આકૃતિના તેજને, તથા વેદમાં કહેલા ભક્તિ માર્ગને, અને દુઃખથી પણ જેમાં પ્રવેશ થઇ શકે નહિં એવા યોગ માર્ગને, અને બ્રહ્મજ્ઞાનથી પોષણ પામતા આયુષ્યને, અને કૈલાસગિરિ સરખી ધવલ (નિષ્કલંક) કીર્ત્તિને, ભૂલોકમાં પામીને, શ્રી ભગવતીની ભક્તિમાં નિષ્ઠા રાખનાર વિદ્વાન્ (ઉપાસક) દેહાવસાને શિવાભિન્ન પર શિવ ચરણાકાર જે બ્રહ્મપદ તેના પારને પામે છે.

**ભાવાર્થ**—ભગવતીના પૂર્ણ ઉપાસકના ભક્તિમય તેજથી શ્રેષ્ઠ વિદ્વાનપણું પ્રકટ થાય છે અને સૂર્ય કિરણ સદૃશ તેની ભક્તિનું તેજ સર્વત્ર સંચાર કરતું ઇતરને ઉપકારક તથા મોહક છે. તથા તેના સ્વરૂપને જોતાં અન્યનો તેના ઉપર પ્રભાવ પડી શકતો નથી. એવો મહાન્ પ્રતાપી, વેદોક્ત ભક્તિમાર્ગને અવલંબીને, તથા મહાન્ ક્લિષ્ટ યોગમાં આરૂઢ

થઇ બ્રહ્મનિષ્ઠા રાખીને દુનિયામાં વિશદ કીર્તિ મેળવી અંતે બ્રહ્મપદને પામે છે.

दुर्वाससा महितदिव्यमुनीश्वरेण
विद्याकलायुवतिमन्मथमूर्तिनैतत् ।
स्तोत्रं व्यधायि रुचिरं त्रिपुराम्बिकाया
वेदागमैकपटलीविदितैकमूर्तेः ॥ ६० ॥

**અર્થ**—જગત પ્રસિદ્ધ અને પૂજ્ય દિવ્ય મુનીશ્વર, વિદ્યામૂર્ત્તિ, કલામૂર્ત્તિ, અને સ્રીજનને કામ મૂર્ત્તિરૂપ દુર્વાસા મહામુનિએ, વેદ અને આગમ શાસ્ત્રના પટલમાં (સમૂહમાં) જણાવેલી એકજ મૂર્ત્તિ જે ત્રિપુરાંબિકા તેના મહિમાનું આ રમણીય સ્તોત્ર રચ્યું.

**ભાવાર્થ**—દુર્વાસા મુનીનાં ઘણાં આખ્યાનો પુરાણમાં લખાયાં છે તેથી જગત પ્રસિદ્ધ છે. અને તેમના તપોબળથી તેઓ પૂજ્ય ગણાયા છે. સમસ્ત વિદ્યાના પારંગત હતા અને ચતુષ્ષષ્ઠિકલાને જાણનારા હોવાથી કલામૂર્ત્તિ કહેવાયા છે. કામદેવ સરખા શરીરે દેખાવડા હતા એમ જણાવે છે. બ્રહ્માના ચતુર્મુખથી પ્રસિદ્ધ થયેલા "વેદ" તથા ઉપવેદ અને શંકરના મુખથી પ્રસિદ્ધ પામેલી વાણીને "આગમ" એ શબ્દથી લોક પ્રસિદ્ધ વ્યવહારમાં તથા શાસ્ત્રમાં પ્રમાણભૂત છે. અહીં વેદ અને આગમનો એક પટલરૂપ સમુચ્ચય કર્યો છે એટલે

વૈદિક સિદ્ધાંત અને આગમ સિદ્ધાંતની જીવબ્રહ્મૈક્ય ભાવ અને શિવશક્ત્યૈક્ય ભાવની પરસ્પર ઐક્યતા દર્શાવી છે. વેદના સિદ્ધાંતમાં અનિર્વાચ્ય બ્રહ્મને લક્ષ્ય કર્યું છે. અને આગમ શાસ્ત્રના સિદ્ધાંતમાં અનિર્વાચ્ય માયાને લક્ષ્ય કરી છે. પરંતુ ઉભય પક્ષનું તાત્પર્ય એકજ છે. માયાથી બ્રહ્મ એક કોટી ઉપર છે કેમકે મહાપ્રલયમાં બ્રહ્મમાં માયાનો લય દર્શાવ્યો છે. તેમજ આગમ શાસ્ત્રમાં માયાથી ઉપર કોટીમાં અંતિમ શિવતત્વ છે. પણ તેનો નિત્ય સંબંધ કાલત્રયમાં પૃથક નથી અને શિવ એજ સાક્ષાત્ પરમબ્રહ્મ વસ્તુતત્વ છે માટે શક્તિની ઉપાસના દ્વારા શક્તિ સ્વરૂપ જે ઉપાસક પૂર્ણતાને પામ્યો તેજ સાક્ષાત્ શિવસ્વરૂપ છે. ત્યાં તેની જીવદશા બદલાઇ શિવદશા, શક્તિના યોગે થાય છે અને કૌલાર્ણવ વીગેરે તંત્ર ગ્રંથોમાં આ કલિયુગમાં આગમને મુખ્ય સ્થાન આપી વર્ણન કરવામાં આવ્યું છે. વર્તમાનમાં જગદ્ વ્યવહાર પ્રમાણે રાજા પ્રજાના શક્તિ પ્રધાન વ્યવહાર સર્વત્ર પ્રચલિત છે. તે સર્વના અનુભવમાં આવતું જ હશે.

**सदसदनुग्रहनिग्रहगृहीतमुनिविग्रहो भगवान् ।**
**सर्वासामुपनिषदां दुर्वासा जयति देशिकः प्रथमः ॥६१॥**

**॥ इतिश्रीदुर्वासामुनिविरचिता शक्तिमहिम्नः**
**स्तुतिः समाप्ता ॥**

મહામુની દુર્વાસા, મુનીનો દેહ શા માટે ધારણ છે; તે દર્શાવીને શક્તિ સિદ્ધાંતના સારરૂપ શ્રી ત્રિપુર સુંદરી મહિમ્ન સ્તોત્ર સમાપ્ત કરે છે.

**અર્થ**—જેમણે સજ્જન અને દુર્જનના અનુગ્રહ અને નિગ્રહ માટે મુની શરીર ગ્રહણ કર્યું છે. એવા ભગવાન્ દુર્વાસા મહામુની સર્વ ઉપનિષદોમાંના શક્તિતત્વના સિદ્ધાંતને જાણનાર પ્રથમ દેશિક ( ગુરૂ ) છે. તે સર્વદા વિજય પામે છે.

**ભાવાર્થ**—મુનીનાં શરીર સાધુજનોને અનુગ્રહ કરવા માટે છે અને દુર્જનોને નિગ્રહ શિક્ષા દેવા માટે સંસારમાં વિચરે છે. તેમાંના દુર્વાસા મહામુની સર્વ ઉપનિષદોમાંથી શક્તિ સિદ્ધાંતને જાણનારા હોવાથી ભગવતીના પરમ ભક્તોના ઉપકાર માટે પ્રથમ ગુરૂરૂપે વિશ્વમાં વિજય પામી રહ્યા છે, અર્થાત્ ભૂર્લોકમાં ગુરૂકોટી પ્રવિષ્ટ પોતે પ્રથમ છે. તત્પૂર્વમાં દિવ્યૌઘ, સિદ્ધૌઘ, લોકોત્તર ગુરૂ પરંપરા છે અને માનવૌઘમાં ઋષિમંડળ ગુરૂપંક્તિમાં દર્શાવ્યાં છે. તેજ પ્રમાણે સ્વગુરૂ પરંપરાને પામીને શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરનારને શક્તિસેવા સુગમ છે, અને તે દ્વારા મનુષ્ય ધર્મથી મુક્ત થઇ ભગવતી ચરણમાં મુક્તિ સુપ્રાપ્ય છે, અને એજ મનુષ્ય જીવનનું સાફલ્ય છે. શ્રીદેવી સર્વદા સર્વત્ર સર્વ જનનું ક્ષેમ કરો, ઇતિ શિવમ્ ॥



॥ श्रीः ॥

श्रीमच्छङ्कराचार्यप्रणीतं

# ॥ देव्यपराधक्षमापनस्तोत्रम् ॥

---

न मन्त्रं नो यन्त्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च न जाने स्तुतिकथाः ।
न जाने मुद्रास्ते तदपि च न जाने विलपनं ।
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम् ॥ १ ॥

અર્થ—હે ભગવતિ, હું તારા જપવા લાયક મંત્રને જાણતો નથી તેમ યંત્રમાં તારૂં વિરાટ સ્વરૂપ સૂક્ષ્મ રીતે રહેલું છે તેવા યંત્રને પણ જાણતો નથી. ઘણો દિલગિર છું કે તારી સ્તુતિ જે તારા ગુણાનુવાદનું કથન, તથા તું સર્વત્ર વ્યાપ્ત છે. પણ તારૂં આવ્હાન, એટલે તને કેવી રીતે તને ક્યાં બોલાવવી તે, તથા તારા સ્વરૂપની અકળ કલા કળી શકાય તેમ નથી જેથી ધ્યાન કોનું અને કેવી રીતે કરવું તે તું અવર્ણ્ય છે. અને અપરિમેય છે તેથી સ્તુતિમાં શું શું વર્ણવીને તારી કથાનો ક્યાં અંત લાવવો તે તારી આકૃતિ પ્રતિક્ષણ આવિર્ભાવ તિરોભાવને પામનારી હોવાથી કઇ આકૃતિને નિશ્ચિત માનવી અથવા તારી ઉપાસના ક્રમમાં દર્શાવેલા

પૂજન જપાદિ ક્રમમાં હસ્તાંગુલિદ્ધારા અંગવિકૃત કરવા ૩૫ મુદ્રાઓ તે. તેમજ એ સઘળું નહિ જાણવાથી વિલપન જે કરૂણવિલાપ કરવો તે વીગેરે પણ જાણતો નથી પરંતુ કલેશને હરણનારા પદનું અનુસરણ માત્ર જાણું છું.

विधेरज्ञानेन द्रविणविरहेणालसतया
विधेयाशक्यत्वात्तव चरणयोर्या च्युतिरभूत् ।
तदेतत्क्षन्तव्यं जननि सकलोद्धारिणि शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ २ ॥

અર્થ—હે સર્વ પ્રાણી માત્રનો ઉદ્ધાર કરનાર જનનિ શાસ્ત્રના તથા તેમાં કહેલા વિધાના અજ્ઞાનથી તથા નિર્ધનતાને લીધે તથા અસ્વસ્થપણાથી તારા ચરણની ભ્રષ્ટતા થઇ તેથી તે ક્ષમા કરવા યોગ્ય છે. હે શિવા ભગવતિ! પુત્ર કુપુત્ર થાય છે પરંતુ માતા કુમાતા થતી નથી અર્થાત્ માતાની આજ્ઞા વિગેરેનો ભંગ કરનાર પુત્ર હોય પણ માતાનો પુત્ર પ્રત્યે વાત્સલ્યભાવ તુટતો નથી.

पृथिव्यां पुत्रास्ते जननि बहवः सन्ति सरलाः
परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः ।
मदीयोयं त्यागः समुचितमिदं नो तव शिवे
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ३ ॥

**અર્થ**—હે માતા, પૃથ્વીમાં તારા સરલ પુત્રો ઘણા છે. પરંતુ તે બધાના મધ્યે અતિ વિરલો હું પણ એક તારો પુત્ર છું તો મારો તું ત્યાગ કરે તે તને યોગ્ય નથી. કેમકે પુત્ર કુપુત્ર થાય છે પણ માતા કુમાતા થતી નથી અર્થાત્ પુત્રનો અપરાધ તો પગલે પગલે થાય છે પણ તેનું સહનનાર માતા સિવાય જગતમાં અન્ય કોઇ નથી.

**जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता**

**नवादत्तंदेवि द्रविणमपि भूयस्तव मया ।**

**तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे**

**कुपुत्रोजायेत क्वचिदपि कुमाता न भवति ॥ ४ ॥**

**અર્થ**—હે જગન્માતા તારા ચરણની સેવા મેં કરી નથી તથા હે દેવી તારા માટે મેં કંઇપણ ધન અર્પ્યું નથી તોપણ મારા ઉપર તું અનહદ સ્નેહ રાખે છે તેનું કારણ પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા થતી નથી અર્થાત તારી સેવા તો નથીજ કરી પણ તારા કાર્યમાં કોઇપણ રીતનો ધન ખર્ચ પણ કર્યો નથી તથાપિ તારો અનુપમ વાત્સલ્યભાવ પ્રકટ છે તેમાં તારી કેવળ કૃપા પ્રસાદી સિવાય બીજું કંઇ સાધન નથી.

**परित्यक्त्वादेवान्विविधविधसेवाकुलतया**

**मयापञ्चाशीतेरधिकमपनीते तु वयसि ।**

**इदानीं चेन्मातस्तवयदि कृपानापिभविता**

**निरालम्बो लम्बोदरजननि कंयामि शरणम् ॥ ५ ॥**

**અર્થ**—હે માતા, મેં નાના પ્રકારની સેવાઓના કંટાળાથી બીજા દેવોનો ત્યાગ કરીને સોમાંથી પંચાશી ઉપરાંત વર્ષ ગયા છતાં હાલ જો તારી કૃપા ના થાય તો લંબોદર (ગણુપતિ) ને જન્મ આપનારી પાર્વતી માતા હું આધાર વિનાનો કોના શરણે જાઉં.

આ શ્લોક ઉપરથી આ સ્તોત્ર માટે વિદ્વાનોના મતભેદ એવા છે કે કેટલાક ઉપરના અર્થ પ્રમાણે આદિ શંકરાચાર્યની કૃતિ માને છે એટલે શ્રુતિમાં (शतायुर्वैपुरुषः) એટલે પુરૂષનું સો વર્ષનું આયુષ્ય શ્રુતિ સિદ્ધ છે, એટલે સોમાંથી પંચાશી જતાં પંદરમા વર્ષે આ સ્તોત્ર આદ્ય શંકરાચાર્યે રચ્યું છે એમ યુક્તિગત અર્થેથી જણાવે છે. અને બીજા કેટલાક વિદ્વાનો સરલ અર્થથી પંચાશી ઉપરાંત વર્ષ વીત્યા છતાં એટલે છાશી સતાશી વર્ષની ઉંમરે પહોંચ્યા છતાં તારી કૃપા ન થાય એમ જણાવી આ કૃતિ આદ્ય શંકરાચાર્યની નથી પણ તે પીઠ ઉપર આવેલા પાછળના કોઇ શંકરાચાર્યની કૃતિ છે. પણ તેમાં શંકા એટલી રહે છે કે એકંદર ઘણોખરો ભાવ અનુપ્રાસ વીગેરે આદ્ય શંકરાચાર્યની રચનાનો છે એટલે યુક્ત્યર્થ લેવાને બાધ ના હોય તો તે ઠીક ભાસે છે.

श्वपाकोजल्पाको भवति मधुपाकोपमगिरा
निरातङ्कोरङ्को विहरति चिरं कोटिजनकैः ।
तवापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं
जनः को जानीतेजननि जपनीयं जपविधौ ॥ ६ ॥

**અર્થ**—હે અપર્ણા ભગવતિ શ્વપાક (ચાંડાળ) પણ અમૃત તુલ્ય મીઠી વાણીવડે પ્રવચન પટુ થાય છે. અને રંક (ગરીબ) દુઃખ રહિત થઇને કોટી કનકવડે (કોટ્યાધીશની પેઠે) વિહાર કરે છે. માટે હે જનનિ તારા મંત્રના વર્ણકર્ણમાં પ્રવેશ થયાથી આફળ છે તેવા જપાનુષ્ઠાનમાં મંત્ર જપવાનું આવું ફળ છે તે કયો મનુષ્ય જાણે છે ? અથાત્ કોઈ જાણતું નથી.

**ભાવાર્થ**—તારા મંત્રના વર્ણકર્ણમાં પ્રવિષ્ટ થયાથી શ્વપાક જેવી જાતી મીઠી વાણી બોલનાર થાય છે. તો ઉપરની કોટીની અન્ય જાતિ માટે તો કહેવાનુંજ રહેતું નથી એવું તેના મંત્રમાં સામર્થ્ય સમાયેલું છે. ગરીબ માણસ કોટ્યાધીશનું સુખ ભોગવે છે વીગેરે મંત્ર જપવાથી આ પ્રકારનું અનુત્તમ ફળ છે તે કોઇના જાણવામાં નથી.

**चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो**
**जटाधारीकण्ठे भुजगपतिहारी पशुपतिः ।**
**कपाली भूतेशो भजति जगदीशैकपदवीं**
**भवानित्वत्पाणिग्रहणपरीपाटीफलमिदं ॥ ७ ॥**

**અર્થ**—હે ભવાનિ ચિતાભસ્મનો લેપ કરનાર, વિષને પાન કરનાર, દિગંબર (નગ્નસ્વરૂપે) રહેનાર, જટાને ધારણ કરનાર, કંઠમાં સર્પના હાર રાખનાર, પશુના પતિ, ખર્પરને ધારણ કરનાર, ભૂતપિશાચના સ્વામી, એવાં વિશેષણ વિશિષ્ટ

શંકર પરમાત્મા જગતના એકજ ઈશ્વિર છે, એવું પદ ભોગવે છે. તે તારા હસ્ત ગ્રહણની પરિપાટી (વ્યવહાર શૈલી) નું આ ફળ છે. અર્થાત્ ઉપરની સ્થિતિમાં રહેનાર શંકરને તારો યોગ ના હોત તો તેમને પરમેશ્વર તરીકે કોઇ માનત નહિં.

नमोक्षस्याकाङ्क्षा न च विभववाञ्छापि च नमे
नविज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुनः ।
अतस्त्वांसंयाचे जननिजननं यातु ममवै
मृडानी रुद्राणि शिवशिव भवानीति जपतः ॥ ८ ॥

અર્થ—હે જનનિ મને મોક્ષની ઇચ્છા નથી તેમ સંસારના વૈભવની ઇચ્છા પણ નથી અને વિજ્ઞાન (અનુભવજન્ય જ્ઞાન) ની ઇચ્છા નથી, હે ચંદ્રવદના ભગવતિ કોઇ જાતના સુખની પણ ઇચ્છા નથી પણ એટલું તો માગું છું કે મૃડાનિ, રૂદ્રાણિ, શિવ, શિવ, ભવાનિ વીગેરે પ્રતિક્ષણ સ્મરણ કરતાં કરતાં મારો જન્મ પૂર્ણ થાય.

આ શ્લોકમાં नमोक्षस्याकाङ्क्षा न च विभववाञ्छापिचन, એમ નકારદ્વય ઘણાંખરાં પુસ્તકોમાં છે, અને ઘણા વિદ્વાનો તે તે પાઠથી સ્તવન કરે છે. અને બીજા કેટલાક વિદ્વાનો न च विभववाञ्छापिचन, એ પદમાં भवविभववांञ्छापिचन, એ પાઠ ગ્રહણ કરે છે. તેમાં ઉપર પ્રમાણે અર્થ સંગતિ સારી બેસે છે ને નકારદ્વય લેવાથી બન્ને બાજુમાં નકારનો અન્વય

લગાડવો પડે છે. એટલે ઉભયનઞ્ પ્રકૃત્યર્થમાં જાય છે જેમકે મને મોક્ષની ઇચ્છા નથી એમ નથી અર્થાત્ છે એમ કહેવું પડે છે. અને આગળ જતાં એમ કહે છે કે તારા નામોચ્ચાર કરતાં મારો જન્મ પૂરો થાઓ એવી યાચના છે અને મોક્ષમાં તો કોઇ પ્રકારની યાચના કે અન્ય ઉપાધિ છે નહિ એટલે પરસ્પર વાક્યવિરોધ જેવું દેખાય છે જેથી भवविभववाञ्छा એ પાઠ વધારે સાનુકુળ લાગવાથી મૂળનો તેવો અર્થ દર્શાવ્યો છે.

नाराधितासि विधिना विविधोपचारैः
किंरूक्षचिन्तनपरैर्नकृतं वचोभिः ।
श्यामे त्वमेव यदि किंचन मय्यनाथे
धत्सेकृपामुचितमम्बपरं तवैव ॥ ९ ॥

**અર્થ**—હે શ્યામા ભગવતિ વિવિધ ઉપચારોથી વિધિયુક્ત તારી આરાધના કરી નથી તથાપિ લુખાં ચિંતન પરત્વ વચનોએ શું નથી કર્યું ? મારા ગરીબ ઉપર તું કંઇક દયા લાવે છે. તે ઉપરાંત હે અંબા તનેજ જેમ યોગ્ય લાગે તેમ કર.

आपत्सुमग्नः स्मरणं त्वदीयं
करोमि दुर्गे करुणार्णवेशि ।
नैतच्छठत्वं मम भावयेथाः
क्षुधातृषार्ता जननीं स्मरन्ति ॥ १० ॥

અર્થ—હે કરૂણાસિંધુ દુર્ગા, હું આપત્તિમાં ડૂબ્યો હોઉં ત્યારે તારૂં સ્મરણ કરૂં છું. માટે હે શિવા, તેવી મારી શઠપણાની ભાવના કરીશ નહિં; કેમકે તે સ્વાભાવિક છે કે ભૂખ અને તરસથી પીડા પામતા બાળકો માતાને સંભારે છે એટલે તેવાં દુ:ખને દુર કરનાર મા વિના અન્યને કહી શકાતું નથી. આ સ્થળે માતાજી પ્રત્યે ભક્ત પોતાનો બાળભાવ દર્શાવે છે.

**जगदम्बविचित्रमत्रकिं परिपूर्णा करुणास्ति चेन्मयि**
**अपराधपरंपरावृतं नहि माता समुपेक्षतेसुतम् ॥ ११ ॥**

અર્થ—હે જગદંબા મારા ઉપર તારી પરિપૂર્ણ દયા હોયતો જગતમાં બીજું વિચિત્ર શું છે. અપરાધો ઉપર અપરાધોથી વીંટાયેલા પુત્ર તરફ માતા અનાદર કરતી નથી. અર્થાત્ પુત્રના અપરાધ સહન કરીને તે તરફ લક્ષ ના આપતાં પણ પુત્રનું હિત ઇચ્છે છે.

**मत्समःपातकीनास्ति पापघ्नीत्वत्समानहि ।**
**एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥ १२ ॥**

અર્થ—હે મહા દેવી, મારા સરખો કોઇ પાતકી નથી અને તારા સરખી પાપને નાશ કરનારી નથી. એ પ્રમાણે જાણીને જેમ યોગ્ય લાગે તેમ કર.

પાતક બે પ્રકારનાં છે. બુદ્ધિકૃત (જ્ઞાત) અને અજ્ઞાત. બુદ્ધિપૂર્વક પાતક કરી ઇશ્વર શરણ માગવું એ વિષપાન કરીને

તેને બીજા ઉપચારોથી ઓકી કાઢવા જેવું છે, એટલે વિષ દોષ કદાચ જાય પણ તેથી કંઇક ભોક્તવ્ય શેષ રહે છે. તેમ બુદ્ધિકૃત પાપ કરીને ભજન પૂજનાદિ પુણ્ય કર્મ કરવાથી પાતક નષ્ટ થાય પણ તેમાં કંઇક અંશ બીજરૂપે રહે છે અને તે જ્યારે ત્યારે પણ ઉદ્ભવ પામી તેનું ભોક્તવ્ય શેષ પૂર્ણ કરાવે છે.

બીજું અજ્ઞાત પાતક એવું છે કે, ભોજન કરનાર માણસને ભોજન સાથે મક્ષિકા ભક્ષણ કરવાનો ઇરાદો નહોતો છતાં દૈવેચ્છાથી તેના સમજવામાં ના આવે તેવી રીતે મક્ષિકા ભક્ષણ થઇ ગઈ તો ભક્ષણ કરેલું અન્ન માત્ર ઉલટી દ્વારા નીકળી જાય છે. પણ બીજી કંઇ તેને દૈહિક ઉપાધિ થતી નથી માત્ર તેને જે ખોરાક પોષક થવાનો હતો તે વિપરિત પરિણામ પામ્યો. એટલું પણ ફળ અજ્ઞાતનું તેને વેઠવું પડયું તેમ અજ્ઞાતથી થયેલાં પાતકો ઇશ્વર શરણાત્મક ભજન પૂજનાદિ દ્વારા નષ્ટ થાય છે એટલે તેનું બીજ રહેતું નથી માત્ર અમુક કાલ પાપના પ્રમાણમાં ભોક્તવ્ય ભોગવી છુટો થઇ શકે છે, વીગેરે પાપકર્મના આવા પ્રકાર છે.

॥ इतिश्री देव्यपराधक्षमापनस्तोत्रं समाप्तम् ॥



# શ્રી ચક્રની આરતિ.

જય દેવી જય દેવી જય માત ત્રિ પુરે મા,
જય માત ત્રી પુરે;
દીપાવલી મવ લોકય (૨) મા મવ સુખસારે.
જય દેવી જય દેવી૦

બિન્દ્વંકિત ગુણુ કોણે તદુપરિ વસુ કોણે મા (૨)
દશાર યુગ્મે ભગવતિ (૨) ભૂતત્ર મનુ કોણે.
જય દેવી જય દેવી૦

ગેત: કીડતિ ચાષ્ટૌ ષોડશ દલ રમ્યે મા (૨)
મુદાપિ વલય ત્રિતયે (૨) ધરણી ગૃહ રમ્યે.
જય દેવી જય દેવી૦

રેખાત્રય પરિ નિર્મિત નિગમદ્વાર યુતે મા (૨)
સુવર્ણ મણિ ગણુ ખચિતે (૨) શ્રી ચક્રે યુવતે.
જય દેવી જય દેવી૦

બ્રહ્માદિક મય મંચક મૂદ્ધાસન ખચિતે મા (૨)
તદુપરિ ભૂષણુ સાયુધ (૨) કામેશ્વર સહિતે.
જય દેવી જય દેવી૦

અંકુશ પાશ શરાસન શર શોભીત હસ્તે મા (૨)
કિશોર વેષાલંકૃત (૨) ત્રિપુરેશી નમિતે.
જય દેવી જય દેવી૦

સ્વર્ણાભરણુ સુદેહે રૂણુ કંચુકિ ચૈલે (૨)
વિધેહિ શિવ પદ ચિદ્દઘન (૨) ચિદ્રસ કલ્લોલે મા.
જય દેવી જય દેવી૦

૭૪

# ધૂન.

દીનોના દુઃખ હરનારી દયાળુ માવડી અંબા,
ખરો આધાર અવનીમાં તું મારો માવડી અંબા.
વિસામો વાતનો તું છે હૈયાની હામ તું અંબા,
ચરણમાં શીર ઝુકાવું હું ગૃહો કર સ્નેહથી અંબા.
જગતમાં જાગતી અંબા જીવન જનનું જગદંબા,
જગતની જ્યોત જય અંબા જગાવું જાગને અંબા.
દીનોના૦



ૐ

# શ્રી શક્તિ સેવા સમાજ.

---

આ સંસ્થાનું નામ ચાલુ થવા પુરતું "શક્તિ ઉપાસક મંડળ" એ નામથી જાહેર ખબરો બહાર પાડી શ્રી જગદંબાના પૂર્ણ ભક્તોની સેવામાં મુકયું હતું, અને તે ઉપરથી આશા બંધાય છે કે આ મંડળનું એક મોટું સ્વરૂપ આવશે જેથી હવે પછી કાયમને માટે આ સંસ્થાનું નામ "શ્રી શક્તિ સેવા સમાજ" એવું નામ રાખવામાં આવ્યું છે.

## આ સંસ્થાનો ઉદ્દેશ.

અખીલ ભારતવર્ષમાં અને તેમાં ઘણે ભાગે આપણા ગુજરાતમાં આપણા હિંદુ સનાતન ધર્મના ઘણા સંપ્રદાયો થઇ તેની અનેક શાખા ઉપશાખાઓ થયા છતાં નૈસર્ગિક રીતે આપણું હિંદુત્વ નષ્ટપ્રાય થતું જોવામાં આવે છે. જેથી આપણા આચાર-વીચારોની અધોગતી થવા સાથે ધર્મ સંપ્રદાયના નેતાઓની ઉપેક્ષાના અંગે નાસ્તિક અને વિરોધીઓનું પ્રબળ દીનપ્રતિદીન વૃદ્ધી પામતું જાય છે તે અટકે અને આપણને તેમજ આપણી ભવિષ્યની પ્રજાને આપણા સનાતન ધર્મનું મુળતત્વ સમજવાને "આદ્ય શક્તિ મહા માયા" કે જેની

પાછળ સમસ્ત વિશ્વના દરેક ધર્મની પ્રજા, મોહ પાશમાં વીંટાઇ નેત્ર મીંચી ઝુકી રહી છે, તે વસ્તુ તત્વ શું છે? અને તે કેવી રીતે સમજી શકાય, તે સંબંધી પ્રાચીન અર્વાચીન તત્વવેત્તાઓના વીચારોનું એકીકરણ કરી જનસમાજની સેવામાં મુકવાનો.

## આ સંસ્થાનું ધ્યેય.

આપણા વૈદિક સિદ્ધાંતનો સાર કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ દર્શનમાં મુખ્ય છે. અને તે ત્રણ વિષયો લઇને આપણા પૂર્વાચાર્યો આત્મતત્વનું ભાન થવા માટે દર્શનગ્રંથોદ્વારા તત્વજ્ઞાનનું યથાર્થ નિરૂપણ કરી ચુક્યા છે. પણ તેના પઠણ પાઠણના અભાવે તે તત્વજ્ઞાનના આચાર્યપ્રણીત મૂળ વિચારો બાજુ ઉપર રહી કલ્પિત વિચારોનો ખીચડો થવાથી દુનિયાને સત્યાસત્યની સીમાજ જણાતી નથી. આપણા શાસ્ત્ર સિદ્ધાંત પ્રમાણે જ્ઞાન વિના મુક્તી નથી અને વેદવિહિત કર્મ કર્યા વિના મલીન અંતઃકરણમાં જ્ઞાનનો અવકાશ થતો નથી, એટલે ઉભયભ્રષ્ટ થયા છીએ તે નિર્વિવાદ છે. વળી આ કળી પ્રભાવને લીધે વેદવિહિત શ્રૌત સ્માર્ત કર્મ બીલકુલ લુપ્ત થયાં છે, આપણે અનુભવથી જોઇ શકીએ છીએ. એટલે જ્ઞાનભૂમિકાના **અભાવે મુક્તિનો માર્ગ રહેતોજ નથી,** તો હવે જ્ઞાનભૂમિકાનું બીજું સાધન ઉપાસના સીવાય છે જ નહી જેમાં ભક્તિનો અંતર્ગત સમાવેશ છે. ઉપાસના અને ભક્તિનો

પરસ્પર નિત્ય સંબંધ છે. દરેક દેવોની ઉપાસના થઇ શકે છે, પણ આત્મ સાક્ષાત્કાર થવા માટે સુલભ રીતે પરાશક્તિની ઉપાસનાના ઘણા પ્રકારો અને તે સંબંધી ઘણા નાના મોટા ગ્રંથો લખાઇ ગયા છે, અને સ્થળે સ્થળે તેનો કંઇક પ્રચાર જોઇ શકીએ છીએ જેથી તત્વજ્ઞ પુરૂષોદ્વારા શક્તિતત્વના જ્ઞાનનું ભાન થવાથી જીવ બ્રહ્મૈક્યતા અનુભવમાં આવી શકે તે.

## આ સંસ્થાનું કર્તવ્ય.

આપણા ભારતવર્ષમાં પ્રાચીન પરનાળીકા પ્રમાણે પઠણ પાઠણ ઉપદેશ વીગેરે માટે દ્રવ્યસંપત્તિની જરૂર ઓછી હતી અને કાર્ય સારાં સ્તુત્ય ઐતિહાસીકમાં લેખાય તેવાં થયેલાં છે, પણ આધુનિક સ્થિતિ તેથી વીપરીત છે. તે એટલે સુધી કે દ્રવ્ય સિવાય યતકિંચિત પણ વ્યવહાર ચાલતો નથી તો દ્રવ્યની સહાનુભુતી થયેથી શક્તિ તત્વજ્ઞાનના તથા ઉપાસનાના પ્રકારો સરળતાથી સમજી શકાય તેવા પ્રાચીન અર્વાચીન ગ્રંથોનો શોધ કરી કરાવી તેમાંથી ઉત્તમોત્તમ વિષય સંબંધી માસિક-પત્રો તથા નાનાં મોટાં ચોપાનીયાં તથા જરૂર પુરતાં છાપાં વીગેરે દ્વારા તેમજ સારા વિદ્વાનો દ્વારા ભાષણો તથા કથાનાં પ્રવચનો કરાવી શક્તિ જ્ઞાનનો પ્રકાશ કરવાનું.

## આ સંસ્થાના નિયમો.

૧. જે સજ્જનને આ શક્તિ સેવા સમાજના ઉદ્દેશો માન્ય હોય અને આદ્યશક્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ

હોય તે વ્યવસ્થાપક કમિટિની પરવાનગીથી આ સમાજના સભાસદ થઇ શકશે.

૨. કોઇ પણ સાધુ સંન્યાસી સભાસદ પાસેથી વાર્ષિક લવાજમ લેવામાં આવશે નહી.

૩. ઉપર કલમ ૨ માં જણાવ્યા સીવાયના સભાસદો માટે વાર્ષિક લવાજમ રૂ. ૧) રાખવામાં આવ્યો છે.

૪. જીવનપર્યંતના સભાસદ થવાનું લવાજમ રૂ. ૨૫) ઠરાવવામાં આવ્યા છે.

૫. જે કોઇ સજ્જન આ સમાજના ઉદ્દેશોને પોષવા રૂ. ૧૦૧) તથા તેથી વધારે આપશે તેઓને સહાયક તરીકે ગણવામાં આવશે.

## સભા.

૬. વર્ષમાં એકવાર આ સમાજની સામાન્ય સભા બોલાવવામાં આવશે.

૭. જ્યારે જ્યારે સમાજના કોઇ આવશ્યક કામસર જરૂર જણાય ત્યારે સમાજના સભાસદોની ખાસ સભા મંત્રીઓ બોલાવશે.

૮. સમાજની ખાસ તથા સામાન્ય સભામાં દરેક સભાસદને મત આપવાનો હક છે, પણ દરેક સભાસદનો એક મત ગણાશે.

૯. આવી ખાસ તથા સામાન્ય સભામાં ઓછામાં ઓછા ૫ સભાસદો હાજર થયેથી સભાનું કામ શરૂ કરવામાં આવશે.

## વ્યવસ્થાપક મંડળ.

૧૦. આ સંસ્થાનું વર્ષ–દર વરસની કારતીકી પૂર્ણીમાથી બીજા વર્ષની કારતીકી પૂર્ણીમા સુધી ગણવામાં આવશે.

૧૧. સંસ્થાની સઘળી વ્યવસ્થા વખતો વખત નીમાયેલું વ્યવસ્થાપક મંડળ કરશે.

૧૨. વ્યવસ્થાપક મંડળ ૧૫ સભાસદનું એક વર્ષ માટે નીમવામાં આવશે જેમાં ૫ મેમ્બરો સામાન્ય સભાના લેવામાં આવશે તથા ૧૦ સહાયક તથા જીવનપર્યંતના મેમ્બરોમાંથી ચુંટી કાઢવામાં આવશે.

૧૩. વ્યવસ્થાપક મંડળ પોતાના મંડળ પૈકી એક અથવા વધુ મંત્રી તથા જરૂર જણાય તો ખજાનચી જુદો નીમશે, તથા આ સંસ્થાના ઉદ્દેશનો પોષક કોઇ યોગ્ય પુરૂષને પ્રમુખ નીમવામાં આવશે. પ્રમુખ વ્યવસ્થાપક મંડળના હોદ્દાની રૂઇએ ચેરમેન ગણાશે. સદરહુ સભામાં હીસાબ તપાસનારની નીમણુક એક વર્ષ માંટે કરવામાં આવશે.

૧૪. સંસ્થાને વ્યવસ્થિત ચાલુ રાખવા વ્યવસ્થાપક મંડળ જુદા જુદા કાર્ય કરનારની નીમણુક કરશે.

૧૫. વ્યવસ્થાપક મંડળની મીટીંગ મંત્રી વખતો વખત બોલાવશે, અને પાંચ સભાસદો હાજર થયેથી કોરમ ગણાશે.

૧૬. વ્યવસ્થાપક મંડળ સમયે સમયે સંસ્થાના દરેક કાર્યની વ્યવસ્થા ઉપર પુરતી દેખરેખ રાખી સંસ્થાના કોઇપણ કાર્યમાં થતી ગેરવ્યવસ્થા દુર કરવા અને સંસ્થા નીયમ-પૂર્વક વ્યવસ્થિત રીતે ચાલુ રાખવા પ્રયત્ન કરશે. વ્યવસ્થાપક મંડળ દર વર્ષનો હીસાબ તૈયાર કરી નીમાયેલા હીસાબ તપાસનાર પાસે તપાસાવીને દર વર્ષની સામાન્ય સભામાં રજુ કરશે, અને બીજા વર્ષના ખર્ચ સારૂ બજેટ તૈયાર કરી તે પણ રજુ કરશે; અને સભા પાસેથી તે હીસાબ તથા બજેટ મંજુર કરાવશે.

૧૭. સંસ્થાની માલ મીલકત અને દરેક વ્યવસ્થાનો નિયમિત હિસાબ રાખવા વ્યવસ્થાપક મંડળ અમુક ચોપડાઓ તૈયાર કરી પદ્ધતિસર હીસાબ રાખવા ગોઠવણ કરશે.

૧૮. આ સંસ્થાના સભાસદોની પહેલી સભામાં આ સંસ્થાને માટે ઓછામાં ઓછા બે ટ્રસ્ટી નીમવામાં આવશે, અને જ્યાંસુધી સભાસદોની સામાન્ય અથવા ખાસ સભાથી તે નીમણુકમાં ફેરફાર ન કરવામાં આવે ત્યાં-સુધી આ સંસ્થાનું તમામ ભંડોળ, ફંડ અને મીલકત એ બે ટ્રસ્ટીઓના સંયુક્ત નામ રહેશે, પણ આ સંસ્થાના

સામાન્ય અથવા ખાસ સભામાં વખતો વખત નક્કી કરવામાં આવે તેવે ઠેકાણે અને તેવી જામીનગીરીમાં આ ફંડ તથા ભંડોળ રોકવામાં આવશે.

૧૯. ખજાનચીના હસ્તક ઓછામાં ઓછી પાંચસો રૂપીયા સુધી રકમો રહેશે તેથી વધારે રકમ તેમના હાથમાં જમે થયે ટ્રસ્ટીઓને સ્વાધીન કરવી પડશે.

૨૦. ઉપર જણાવેલ નીયમોમાં કંઇ સુધારો વધારો કરવા યોગ્ય જણાય તો સર્વ સભાસદોની સમાન્ય અથવા ખાસ સભાને તેમ કરવાનો હક છે.



# કાર્યવાહક મંડળ.

**પ્રમુખ:**

રાવબહાદુર રામપ્રસાદ મગનલાલ મહેતા, બી. એ. એલ એલ. બી.
ડે. આસી. પોલી. એજન્ટ, ગોધરા (રેવાકાંઠા.)

**ઉપપ્રમુખ:**

રા. રા. ડાહ્યાભાઈ રેવાશંકર પાઠક, બી. એ. એલએલ. બી. સબજજ ખેડા.

શેઠ તુલસીદાસ તેજપાળ.

રા. રા. વે. શા. સં. બાળકૃષ્ણભાઇ પુરૂષોત્તમભાઇ પૌરાણીક.

**આચાર્ય:**

રા. રા. વે. શા. સં. ગણપતરામ ત્ર્યંબકરામ, યાજ્ઞિક ચિંતામણી.

**ટ્રસ્ટીઝ:**

જોશી ગીરજાશંકર હરીશંકર, જ્યોતિષોપાધ્યાય કાવ્યભૂષણ.

શેઠ જેશીંગભાઇ પરસોતમદાસ.

રા. રા. પોપટલાલ ભોગીલાલ વસા.

**ઑડીટર:**

રાવસાહેબ મોહનલાલ બાપુલાલ રાવળ.

**મંત્રીઓ:**

રા. રા. રમણલાલ ગાંડાભાઇ પાઠક, બી. એ.

રા. રા. જયંતીલાલ માણેકલાલ મહેતા.

રા. રા. નટવરલાલ ચુનીલાલ પાઠક.

**સભ્યો:**

રા. રા. હરીપ્રસાદ બાપાલાલ વ્યાસ.
રા. રા. કેશવલાલ કુરણાશંકર પાઠક.
રા. રા. દેવશંકર મોતીલાલ વ્યાસ
રા. રા. છોટાલાલ હીરાલાલ બારલેયા, બી. એ.
ડૉ. ઠાકોરપ્રસાદ એન. ભટ, એલ. સી. પી. એન્ડ એસ.
રા. રા. જયકૃષ્ણ હરીકૃષ્ણ પુરાણી. (સ્નાતક).
રા. રા. રામશંકર લલ્લુભાઇ મહેતા.
રા. રા. નાનાલાલ રેવાશંકર ત્રીવેદી.
રા. રા. પ્રાણલાલ રેવાશંકર પાઠક
રા. રા. સાકરલાલ માણેકલાલ શાહ.
રા. રા. જીવણલાલ જટાશંકર શુક્લ

दरिद्रान् भर कौन्तेय ।

ગરીબોની દયા ખાવી

એવો ભગવાને અર્જુનને ગીતાજીમાં ઉપદેશ કર્યો છે.

અનાથ ગરીબોને સહાય કરવી

એ જગતમાં દરેક પ્રાણીનું સૌથી અગત્યનું કર્તવ્ય છે.

નમાબાપાં નિરાધાર હિન્દુ છોકરાંઓને

# હિન્દુ અનાથાશ્રમ-નડીઆદ

એ ઠેકાણે રાખવામાં આવે છે. આવાં દિન જનોને મદદ કરી

## સ્વર્ગનું વિમાન અને મોક્ષની ચાવી

મેળવવા આજેજ પ્રયત્ન કરો.

દરેક પ્રકારનાં દાનનો સ્વીકાર થાય છે. વિશેષ માટે આજેજ
રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી-હિન્દુ અનાથાશ્રમ,

નડીઆદ (ગુજરાત).

શ્રી શક્તિ સેવા સમાજ તરફથી પ્રગટ થયેલું

હરેક હીંદીને મનન કરવા યોગ્ય

# ગાયત્રી

ભગવાન આદ્યશંકરાચાર્યનું તથા સાયણાચાર્યનું

ભાષ્ય તથા સમશ્લોકાકૃતિ અર્થ સહિત.

---

મૂલ્ય ફક્ત રૂ. ૦-૪-૦

મળવાનું ઠેકાણું—

શ્રી શક્તિ સેવા સમાજ.

કડીઆની પોળ, રાયપુર,

અમદાવાદ.

